# પ્રસિદ્ધ સ્તવનાવલી

## ભાગ ૧ લો.

જીનધરમના સોખીલા લોકોને સારૂ

સ્તવનો લાવણીયો વીગરે રમુજી ગાયનો

છપાવી પ્રસિદ્ધ કરનાર

છોટાલાલ છગનલાલ.

અમદાવાદ.

રીચીરોડ ઉપર " સત્યપ્રકાશ " પ્રેસમાં

બુલાખીદાસ નારણદાસે છાપી.

સંવત ૧૯૪૬ સને ૧૮૯૦

કીમત ૮ આના

# सांकळियुं.

## થોયો.

## સઝાયો.



## ગાવાનાં ગીત.



## લાવણીઓ.

# ચોવીસ તીર્થંકરોના નામ તથા માતા પીતાનાં નામ વિગેરેનો કોઠો.

| નંબર. | તિર્થંકરનાંનામ. | માતાનાં નામ. | પીતાનાં નામ. | લંછન. | જન્મભુમી. |
|---|---|---|---|---|---|
| ૧ | રીખવદેવ. | મરૂદેવામાતા. | નાભિરાજા. | રૂષભ. | વિનીતા. |
| ૨ | અજીતનાથ. | વીજયમાતા. | જીતશત્રુરાજા. | હાથી. | અયોધ્યા. |
| ૩ | સંભવનાથ. | સેનામાતા. | જીતારીરાજા. | ઘોડો. | સાવથી. |
| ૪ | અભિનંદન. | સિદ્ધર્થામાતા. | સંવરરાજા. | વાંદરો. | વિનીતા. |
| ૫ | સુમતીનાથ. | મંગલામાતા. | મેઘરાજા. | ક્રોંચપક્ષી. | કોશલા. |
| ૬ | પદ્મપ્રભુ. | સુશિલામાતા. | ધરરાજા. | રાતુકમલ. | કોશંબી. |
| ૭ | સુપરશ્વનાથ. | પ્રથવીમાતા. | પ્રતીષ્ટરાજા. | સાથીઓ. | વણારસી. |
| ૮ | ચંદ્રપ્રભુ. | લક્ષમણામાતા. | મહાસેનરાજા. | ચંદ્રમા. | ચંદ્રપુરી. |
| ૯ | સુવિધિનાથ. | રાંમામાતા. | સુગ્રીવરાજા. | મગરમચ્છ. | કાકંદી. |
| ૧૦ | શિતળનાથ. | નંદામાતા. | દ્રડરથરાજા. | શ્રીવછ. | ભદિલપુર. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | શ્રેયસનાથ. | વિષ્નુમાતા. | વિષ્નુરાજા. | ખડગી. | સિંહપુર. |
| ૨૧ | વાસુપુજ્ય. | જયામાતા. | વસુપુજયરાજા. | પાડો. | ચંપાપુરી |
| ૧૩ | વીમળનાથ | સ્યામામાતા. | સુતવર્મરાજા. | સુઅર. | કંપીલપુર. |
| ૧૪ | અનંતનાથ. | સુયસામાતા. | સિંહસેનરાજા. | સેચાણો. | અયોધ્યા. |
| ૧૫ | ધરમનાથ. | સુવ્રતામાતા. | ભાનુરાજા. | વજર. | રતનપુરી. |
| ૧૬ | સાંતિનાથ. | અચિરામાતા | વીશ્વસેન. | હરણ. | હથીનાપુરી. |
| ૧૭ | કુંથુનાથ. | શ્રીમાતા. | સુરરાજા. | બોકડો. | ગજ. પુરી. |
| ૧૮ | અરનાથ. | દેવીમાતા | સુદર્શનરાજા. | નંદાવ્રતસાથીયો | નાગપુરી. |
| ૧૯ | મલ્લીનાથ.. | પ્રભાવતીમાતા | કુંભરાજા. | કળસ. | મિથિલા. |
| ૨૦ | મુનીસુવ્રત | પદ્મામાતા. | સુમિત્રરાજા. | કાચબો. | રાજ. ગીરી. |
| ૨૧ | નમીનાથ. | વિપ્રામાતા. | વીજયરાજા | નીલકમળ. | [illegible] |
| ૨૨ | નેમનાથ. | સીવામાતા. | સમુદ્રવીજય. | શંખ. | સૌરિપુર. |
| ૨૩ | પારસનાથ. | વીમામાતા. | અશ્વસેન. | સર્પ | વનારસી. |
| ૨૪ | મહાવીર. | ત્રિસલામાતા | સિદ્ધાર્થરાજા. | સિંહ. | ખત્રિકુંડ. |

# શ્રી

# રસિક સ્તવનાવલી

## તથા જીનદાસ કૃત લાવણીયો.

---

### દોહરો.

જ્ઞાન સમો કોઈ ધન નહી, સમતા સમો નહી સુખ;
જીવીત સમ આશા નહી, લોભ સમો નહી દુઃખ. ૧

---

નમો અરિહંતાણું, નમો સિદ્ધાણું, નમો આયરીઆણું, નમો ઉવઝાયણં, નમો લોએ સુવ્વ સાહુણં, એસોપંચ નમુક્કારો, સવ્વપાવપણાસણો મંગળાણુંચસવ્વેસિં, પઢમં, હવઇ મંગલં, ઈતિ નવકાર.

---

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવ નિદ્ધ;
પ્રભુ દર્શનથી પામીએ, સકળ પદાર્થ સિદ્ધ. ૧

---

ભાવે જીનવર પુજીએ, ભાવે દિજે દાન;
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળ જ્ઞાન. ૧

જગતિઆધાર હીરપાવ તારં, દુર્વાર સંસાર વૈકાર વિરં;
શ્રીવીતરાગો તુંહી મુક્તિ ભાવા, વિઘ્ન પ્રભુ વિઘ્ન વધાની કુંચન. ૧

---

દેખીરે અદભુત તાહારૂ રૂપ, અચરિજ ભવિકારુપી પદવરો;
તાહારી ગત તું જાણે હો દેવ, સમરણ ભજ લેકે વાચક જસ કહે. ૧

---

તું અકલંકી રૂપ સ્વરૂપી, પરમાનંદ પદ તું દાઈ;
તું સંકર બ્રહ્મા જગદીશ્વર વિતરાગ તું નીરમાઈ. ૧
અનોપમ રૂપ દેખી તુજ રીઝે, સુરનર નારી કે વૃંદા;
નમો નિરંજન ફણીપત સેવીત, પાસ ગોડીચા સુરકંદા. ૨
કાને કુંડળ શીર છત્ર બિરાજે, ચક્ષુ ટીકા નીરધારી;
અષ્ટ બીજોરૂ હાથ સોઈએ, તુમ વદે સહુ નરનારી. ૩
જળ આવી પ્રભુ નાકે અડીઆં, આસન કંપ્યા નીરધારી;
નાગ નાગણી છત્ર ધરે છે, જળ વરસાવ્યાં નીરધારી. ૪
રૂપવિજય કહે સુણ મેરી લાવણી, એસી શોભા બહુ સારી;
માતપિતા બાંધવ સહુ સાથે, સંજમ લીધાં નીરધારી. ૫

---

## પ્રભાતિયાં.

પાસ સંખેસરા, સાર કર શેવકા, દેવતા એવડી વાર લાગે;
કોટી કર જોડી દરબાર આગે ખડા, ઠાકુરા, ચાકુરા માન માગે. ૧
પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોર અસુરાણને આપ છોડો;

મુજ મહીરાણુ મંજુસમાં પેશીને, ખલકના નાથજી બંધ ખોલે. ૨
જગતમાં દેવ જગદીશ તું જાગતો, એમ શું આજ જીનરાજ ઊંઘે;
મોટા દાનેશ્વરી તેહને દાખીએ, દાન દે જેહ જગ કાળ મોંઘે. ૩
ભીડ પડી જાદવા જોર લાગી જરા, તતક્ષણ ત્રીકમે તુજ સંભાર્યો;
પ્રગટ પાતાળથી પલકમાં તેં પ્રભુ, ભક્તિ જન તેહનો ભય નીવાર્યો
આદી અનાદી અરીહંત તું એક છે, દીન દયાળ છે કોણ દુજો;
ઉદય રતન કહે પ્રગટ પ્રભુ પાસજી, પામી ભવ ભંજનો એહ પુજો



ચાલોને પ્રીતમજી પ્યારા સેત્રુંજે જઈએ, સેત્રુંજે જઈએ, ચાલો૦ એ .આકણી. શું સંસારે રહ્યા છો મુજી, દિન દિન તન છીજે, આ૦ આભની છાયા સરખી, પોતાની કીજે, ચા૦ ૧ જે કરવું તે પેહેલાં કીજે, કાલે શી વાતો, અણ ચીંતવીઆં આવી પડસે, સબલાની લાતો. ચા૦ ૨ ચતુરાઈ શું ચિતસાં ચેતી હાથે તે સાથે; મરણ તણા નીશાણા મોટાં ગાજે છે માથે. ચા૦ ૩ માતા મરૂદેવા નંદન નરખી, ભવ સફલો કીજે; દાનવીજે સાહેબની શેવા, એ સબલી લીજે ચાલો૦ ૪

---

# ચૈતવંદનો

સકલ કુશલ વલી પુષ્કરાવર્ત મેઘા, દુરિત તિમિર ભાનુ

કલ્પવૃક્ષોપમાનુ: ભવજલ નિધિપોત: સર્વ સંપત્તિ હેતુ; સંભવતુ સતતંવ: શ્રેયસે શાંતિનાથ: શ્રેયસે પારશ્વનાથ:

# સિદ્ધાચળજીનાં.

૧

શ્રીમળ કેવળ જ્ઞાન કમળા કલીત ત્રીભુવન હિતકરં, સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદી જીનેશ્વરં. ૧ વીમલ ગીરીવર શ્રૃંગ મંડળ પ્રવર ગુણ ભુધરં સુર અસુર કીનર કોડી સેવીત. નમો૦ ૨ કરતી નાટક કીનરી ગણ ગાય જીન ગુણ મનહરં, નીરજરાવલી નમે અહનીશ નમો૦ ૩ પુંડરીક ગણપતી સીદ્ધી સાધી કોડી પણ મુની મનહર શ્રી વીમલગીરીવર શૃંગ સિધ્યા. ૪ નીજ સાધ્ય સાધન સુર મુનીવર કોડીનંત એ ગીરીવરં. મુગતીરમણી વરયા રંગે નમો૦ ૫ પાતાળ નર સુર લોક માંહી વીમલ ગીરીવર તો પરં નહી અધીક તીરથ તીર્થ પતી કહે નમો૦ ૬ ઇમ વીમળ ગીરીવર શીખર મંડળ દુઃખ વીહંડણ ધ્યાઇએ નીજ શુદ્ધ સત્તા સાધનાર્થ પરમ જ્યોતી નીપાઇએ જીત મોહ કોહ વીછોહ નીદ્રા પરમ પદસ્થીત જયકર, ગીરીરાજ સેવા કરણ તતપર, પદ્મવીજય સુહીતકરં ૭

૨

શ્રી સેત્રુંજય સિદ્ધ ખેત્ર, દીઠે દુરગતી વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવ પાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એ ઠામ, સકળ તીરથનો રાય;

સુરવ નવાણુ શીખર દેત; જ્યાં શીમા પ્રભુ પાય. ૨
સુરજ કુંડ સોહામણો, કવીડ જક્ષ ભીરામ;
નાભીરાયા કુલ મંડણો, જીવનર કરૂ પરગાણું. ૩

૩

આજ દેવ અરીહંત નમુ, સમરૂ તારૂં નામ;
જ્યાં જ્યાં પ્રતીમા જીન તણી, ત્યાં ત્યાં કરૂ પરણાંમ ૧
સેતરૂંજે શ્રી આદી દેવ, નેમ નમુ ગીરનાર;
તારંગે શ્રી અજીતનાથ, આબુ શીખર જુહાર. ૨
અષ્ટાપદ ગીરી ઉપરે, જીન ચોવીશી જોડ;
મણીમય મુરત માનસું, ભરતે ભરાવી શોય. ૩
સમેત શીખર તીરથ વડો, જ્યાં વિશે જીન પાય;
વૈભાર ગીરીવર ઉપરે, વીર જીનેશ્વર રાય. ૪
માંડવગડનો રાજીઓ, નામે દેવ સુપાશ
રીખવ કહે જીન સમરતાં, પોહોંચે મનની આશ. ૫

૪

પદ્મપ્રભુને વાસુપુજ્ય. દોય રાતા કહીએ,
ચંદ્રપ્રભુને સુવધીનાથ દો ઊજળ લહીએ. ૧
મલ્લીનાથને પારશ્વનાથ, દો નીલા નીરખ્યા;
મુનીસુવ્રતને નેમનાથ, દો અંજન સરીખા. ૨
શોળે જીન કંચન સમાએ, એહવા જીન ચોવીસ;
ધીર વીમળ પંડીત તણો, જ્ઞાન વીમળ કહે શિશ, ૩

૫

પ્રથમ તીર્થંકર તણા હુવા, ભવ તેર કહીજે;

શાંતી તણા ભવ બાર સાર. નવ ભવ નેમ કહીજે. ૧
દશ ભવ પાસ જીણંદને. સતાવીશ શ્રી વીર;
રીખભ તીર્થંકર ત્રીહુ ભવે, પામ્યા ભવ જલ તીર. ૨
જયાંથી સમકી ફરસીયું ત્યાંથી ગણીએ તેહ;
વીર વીમળ પંડીત તણો, ગ્યાન વીમળ ગુણ ગેહ. ૩

૬

બાર ગુણ અરીહંત દેવ, પ્રણમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં દુઃખ દોહગ જાવે. ૧
આચારજ ગુણ છત્રીસ, પંચવીસ ઉવઝાય;
સતાવીસ ગુણ સાધુના જપતા સુખ થાય. ૨
અષ્ટેતર સય ગુણ મલીએ, એમ સમરો નવકાર;
ધીર વીમળ પંડીત તણો. નય પ્રણમે નીત સાર. ૩

૭

પ્રહસમે ભાવ ધરી ઘણો, પ્રણમું મનરે આણંદ;
ધન વેળા ધન તે ઘડી, નિરખુ પ્રભુ મુખ ચંદ. ૧
રિખભ અજીત સંભવ ભલા, અભીવંદન વંદુ;
સુમતી પદ્મ પ્રભુ જીનવરા, શ્રીસુપાસ જીનંદુ. ૨
ચંદ્ર પ્રભુ સુવધી નમુ, શીતળ શ્રેયાંસ;
વાસપુજ્ય વિમળ પ્રભુ, અનંત ધર્મ જીણંદ. ૩
શાંતી કુંથુ અરજીનવરા, એ ત્રણ ચક્રી કહીજે;
મલ્લી મુનિસુવ્રત પ્રભુ, નમી નેમ જીણંદા. ૪

બારશ્વ વીર નીત વંદીએ, એવા જીરે ગેનાવીસ;
ગ્યાન વીમળ સુરી પ્રણુમતા નીત હોય જગીસ. ૧

—०—

# मंदीरस्वामीनां चैतवंदनो.

શ્રી શ્રીમંદીર વીતરાગ, ત્રીભુવન તમ ઉપગારી,
શ્રી શ્રેયાંસ પીતા કુલે બહુ શોભા તુમારી. ૧
ધન્ય ધન્ય માતા સતકી, જે જે જાયો જયકારી;
વૃખભ લંછન વીરાજમાન, વંદે નર નારી. ૨
ધનુષ પાંચસેં દેહડીએ, સોહીએ સોવન વાન;
કીરતી વીજય ઉવઝાયનો, વીનય ધરે તુમ ધ્યાન. ૩

૨

શ્રી શ્રી મંદીર જગ ધણી, આભરતે આવો;
કરૂણાવંત કરૂણા કરી. અમને વંદાવો. ૧
સકળ ભક્ત તુમા ધણીએ, જો હોવે અપનાથ;
ભવોભવ હું છું તાહરો, નહીં મેલું હવે સાથ. ૨
સયલ સંગ છંડી કરીએ, ચારીત્ર લેઈશું;
પાય તુમારા સેવીને, રીવરમણી વરસું. ૩
એ અળગો મુજને ઘણુંએ, પુરો શ્રીમંદીર દેવ;
ઇહાં થકી હું વીનવું, અવધારો ગુણ ગેહ. ૪

૩

શ્રી મંદીર પરમાતમા, શીવ સુખના દાતા;
પુખલ વે વિજયે જયો સર્વ જીવના ત્રાતા. ૧
પુર્વ વિદેહે પુંડરી ગીણી, નયરીએ શોહે;
શ્રીશ્રેયાંસ રાજા તીહાં, ભવીયણનાં મન મોહે. ૨
ચઉદ સુપન નીમળ લહી, સતકી રાણી માત;
કુંથુ અરજીન અંતરે, શ્રી મંદીર સ્વામી જાત. ૩
અનુક્રમે પ્રભુજી જનમીઆ વળી યૌવન આવે;
માત પિતા હરખે કરી, રૂખમણી પરણાવે. ૪

ભોગવી સુખ સંસારનાં, સંજમ મન લાવે.
મુનીસુવ્રત નમી અંતરે, દીક્ષા પ્રભુ પાવે; ૫
ઘાતી કર્મનો ક્ષેય કરી, પામ્યા કેવળ નાણ
રીખભ લંછને સોભતા સર્વ ભાવના જાણ. ૬
ચોરાશી પ્રભુ ગણધરા, મુનીવર એકસો કોડ;
ત્રણ ભુવનમાં જોઈતાં નહીં કોઈ એની જોડ. ૭

દસ લાખ કહ્યા કેવળી, પ્રભુજીનો પરીવાર,
એક સમય ત્રણ કાળના, જાણે સર્વ વીચાર. ૮
ઉદય પેઢાળ જીનાંતરે, થાશે જીનવર સિધ;
જસ વિજય ગુરૂ પ્રણમતાં, સુભ વાંચ્છીત ફળ લીધ. ૯
દુવિધ ધર્મ જીણે ઉપદિસ્યો, ચોથા અભીનંદન;

—૦—

# बीजनुं चैतवंदन.

દુવિધ ધર્મ જેણે ઉપદિસ્યો, ચોથા અભીનંદન;
બીજે જન્મ્યા તે પ્રભુ, ભવ દુઃખ નિકંદન. ૧
દુવિધ ધ્યાન તુમ પરિહરો, આદરો દોય ધ્યાન;
ઈમ પરકાશ્યું સુમતિજીને, તે ચવિયા બીજ દીન. ૨
દોય બંધન રાગ દ્વેશ, તેહને ભવિ તજીએ;
મુજપરે શીતલજિન કહે, બીજ દીન શિવ ભજીએ. ૩
જીવાજીવ પદાર્થનું, કરો નાંણ સુજાણ;
બીજ દિને વાસુપુજ્ય પરે, લહ્યો કેવળ નાંણ. ૪
નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહીએ;
અરજીન બીજ દિને ચવી, ઈમ જન આગળ કહીએ. ૫
વર્તમાન ચોવીશીએ, ઈમ જીન કલ્યાણ;
બીજ દિને કેઈ પામીયાં, પ્રભુ નામ નિર્વાણ. ૬
એમ અનંત ચોવીશીએ. હુઆ બહુ કલ્યાણ.
જીન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખ ખાંણ. ૭

---

# ज्ञानपांचमनुं चैतवंदन.

ત્રીગડે બેઠા વીરજીન, ભાખે ભવિજન આગે;
ત્રીકરણસ્યું ત્રીહુ લોકજન, નીસુણો મન રાગે. ૧

આરાધો ભલી ભાતસેં, પાંચ અજુઆળી;
ગ્નાન આરાધન કારણે, એહજ તિથી નિહાળી. ૬
ગ્નાન વિના પસુ સરીખા, જાણો એણે સંસાર;
ગ્નાન આરાધનથી લહ્યા, સિવપદ સુખ શ્રીકાર. ૩
ગ્નાન રહીત ક્રીયા કહી, કાંસ કુસુમ ઉપમાન;
લોકા લોક પ્રકાસકર, ગ્નાન એક પરમાન. ૪
ગ્નાની સાસો સાસમેં, કરે કર્મનો ખેહ;
પૂર્વ કોડી વરસા લગે, અગ્નાને કરે તેહ. ૫
દેશ આરાધન ક્રીયા કહી, સર્વ આરાધક ગ્નાન;
ગ્નાન તણો મહીમા ઘણો, અંગ પાંચમ ભગવાન. ૬
પચ માસ લઘુ પંચમી, જાવ જીવ ઉત્કૃષ્ટી;
પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ દૃષ્ટી. ૭
એકાવનહી પંચનોએ, કાઉસગ લોગસ કેરો;
ઉજમણું કરો ભાવશું, ટાળે ભવ ફેરો. ૮
ઈણી પેરે પંચમી આરાધીએ, આણી ભાવ અપાર;
વરદત ગુણ મંજરી પરે, રંગ વિજય લહો સાર. ૯

---

# अष्टमीनुं चैतवंदन.

મહાસુદી આઠિમને દિને, વિજયા સુત જાયો;
તેમ ફાગણ સુદી આઠમે, સંભવ ચવી આવ્યો. ૧

ચૈતર વદની આઠમ, જનમ્યા ઋષભ જીણંદ;
દિક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનીચંદ. ૨

માધવ સુદિ આઠિમ દીને, આઠ કર્મ કર્યાં દુર;
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપુર. ૩

એહિજ આઠમ ઉજળી, જન્મા સુમતિ જીણંદ;
આઠ જાતિ કળશે કરી, નહવરાવે સુર ઇન્દ્ર. ૪

જનમ્યા જેઠ વદી આઠમ, મુનીસુવ્રત સ્વામી;
નેમ અસાડ સુદી આઠમ, અષ્ટમી ગતી પામી. ૫

શ્રાવણ વદની આઠમ, નમી જનમ્યા જગ ભાણ;
તીમ શ્રાવણ સુદી આઠમ, પાસજીનો નીરવાણ. ૬

ભાદરવા વદી આઠમ દીને, ચવીયા સ્વામી સુપાસ;
જીન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી સીવ વાસ. ૭



# एकादशीनुं चैतवंदन.

સાસન નાયક વીરજી, પ્રભુ કેવળ પાયો;
સંઘ ચતુરવીધ થાપવા, મહાસેન વન આયો. ૧

માધવ સીત એકાદશી, સોમલ દ્વીજ યગ્ન;
ઇંદ્રભુતી આદે ગળ્યા, એકાદશ વિગ્ન. ૨

એકાદસશેં ચઉગુણા, તેહનો પરિવાર;
વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર. ૩

જીવાદિક સંસે હરીએ, એકાદશ ગણધાર;
વીરે થાપ્યા વંદીએ, જીન શાસન જયકાર. ૪
ગહી જન્મ અરગહી પાસ, પરચરણ વિલાસી;
રીખભ અજીત સુમતિ નમા, મહી ઘન ઘાતી વિલાસી. ૫
પદ્મ પ્રભુ શીવવાસ પાસ, ભવ ભવનાં તોડી;
એકાદશી દીન આપણી, રીધ સઘળી જોડી. ૬
દશ ખેત્રે ત્રીહુ કાળનાં, ત્રણુસે કલ્યાણ;
વરસ અગીઆર એકાદશી, આરાધો વરનાણ. ૭
અગીઆર અંગ લખાવીએ, એકાદશ પાઠાં;
પુંજણી ઠવણી વીટણી, મશી કાગળ કાઠાં. ૮
અગીઆર અવ્રત છાંડવાએ, વટો પડીમાં અગીઆર;
ખીમા વિજય જીનસાનને, સફળ કરો અવતાર. ૯

---

# મોહોટાં સ્તવનો.

## શ્રી સિદ્ધાચળજીનાં સ્તવનો.

### દોહરા.

એકેકુ ડગલું ભરે, સેતરૂંજા સામા જેહ,
રીખવ કહે ભવ કોડનાં, કર્મ ખપાવે તેહ. ૧
સેતરૂંજા સમા તીરથ નહી, રીખવ સમા નહી દેવ;

ગૌતમ સરખા ગુરૂ નહી, વળી વળી વંદુ તેહ. ૨
સીધાચળ સમરુ સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ જનમ પામી કરી વંદુ વાર હજાર. ૩
સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢ્યો ગઢ ગીરનાર;
સેતરૂંજે નદી નાહ્યો નહી, તેનો એળે ગયો અવતાર. ૪
સેતરૂંજી નદીમાં નાઈને, મુખ બાંધી મુકોશ;
દેવ જુગાદી પુજીએ, આણી મન સંતોષ. ૫
જગમાં તીરથ દો વડા, સેતરૂંજય ગીરનાર;
એક ધડ રીખવ સમોસર્યા, એક ધડ નેમ કુમાર. ૬
સિદ્ધાચળ સિદ્ધી વર્યા, અહી મુનીલીંગ અનંત;
આગે અનંતા શીવસે, પુજો ભવી ભગવંત. ૭
સેતરૂંજય ગીરી મંડણો, મારૂ દેવીનો નંદ;
જુગલા ધર્મ નિવારકો, નમો યુગાદી જીણંદ. ૮

— o —

## સ્તવન ૧.

આંખડીએરે આજ સેત્રુંજો દીઠોરે.
સવાલાખ ટકાનો દહાડોરે, લાગે મને મીઠોરે;
સફળ થયોરે મારા મનનો ઉમાહ્યો, વાલા મારા ભવનો સંસય ભાગ્યોરે
નરક ત્રીજંચ ગતી દૂર નીવારી, ચરણે પ્રભુજીને લાગ્યો રે.
સેતરૂંજો દીઠોરે. આંકણી.
માનવ ભવનો લાહો લીજે, વા. દેહડી પાવન કીજેરે;

સોના રૂપાને ફુલ વડે વધાવી, પ્રેમ પ્રદક્ષિણા દિજેરે. સે૦ ૨
દુધડે પખાળીને કેસર ઘોળી, વા. શ્રી આદેશર પુજ્યારે;
શ્રી સિદ્ધાચળ નયણે જોતાં, પાપ મેવાસી ધ્રુજ્યારે. સે૦ ૩
શ્રી મુખ સુધરમા સુરપતી આગે, વા. વીરજીણંદ એમ બાલેરે;
ત્રણ ભુવનમાં તિરથ મોટું, નહીં કોઇ સેતરૂંજા તાલેરે. સે૦ ૪
ઈંદ્ર સરીખા એ તીરથની, વા. ચાકરી ચીતમાં ચાહેરે;
કાયાની તો કાહાર કાઢી, સુરજ કુંડમાં નાહેરે. સે૦ ૫
કાંકરે કાંકરે શ્રી સિદ્ધખેત્રે, વા. સાધુ અનંતા સિધારે;
તે માટે એ તિરથ મ્હોટું, ઉધ્ધાર અનંતા કીધારે. સે૦ ૬
નાભીરાયા સુત નજરે જોતાં, વા. મેહ અમીરસ વુઠયારે;
ઉદયરતન કહે આજ મારે પોતે, શ્રી આદેસર તુઠયારે. સે૦ ૭



## स्तवन २.

મારૂ મન મોહ્યુરે શ્રી સીધાચળેરે,
મારૂ મન મોહ્યુરે શ્રી વીમળાચળેરે;
દેખીને હરખીત હોય, વિધીશું કિજેરે જાત્રા એહનીરે;
ભવ ભવના દુ:ખ જાય. મારૂ૦ ૧
પંચમે આરેરે પાવન કારણેરે, એ સમો તિરથ ન કોય;
મોટા મહીમારે જગમાં એહનારે, આ ભરતે અહીઆં જોય મારૂ૦ ૨
એણે ગીરી આવ્યારે જીનવર ગણધરારે, સિધ્યા સાધુ અનંત;
કઠણ કરમ પણ એ ગીરી ફરતાંરે, હોવે કરમની સાંત. મારૂ૦ ૩

જૈન ધર્મ તે સાચો જાણીનેરે, માનવ તિરથ એ સ્તંભ;
સુરીનર કીંનર નૃપ વિદ્યાધરારે, કરતા નાટારંગ. મા૨૦ ૪
ધન ધન દહાડોરે ધન વેળા ઘડીરે, ધરીએ રૂદય માઝાર;
જ્ઞાન વિમળસુરી ગુણ એના ઘણારે, કહેતાં ન આવે પાર મા૨૦ ૫



## સ્તવન ૩.

સૌદાગર તું રીદને આવ્યો. એ દેશી

આવો ગોરી સીધાચળ જઈએ, પાપ હરી નીરમળ થઈએ;
કુગતી કદાગરને તજીએ, આવો ગોરી સીધાચળ જઈએ. ૧
તારણ તીરથ દો કહીએ, થાવર જંગમને લહીએ;
લોકોતરને નીત ભજીએ. આવો૦ ૨
પરમપદ અલવાણે પયચરીએ, પુન્ય ઘણું લાભે વરીએ
સીધ અનંતા કાંકરીએ. આવો૦ ૩
સોના રૂપાને ફુલે, મુગતાફલ અમુલખ મુલે;
પુજીને નામ નહી ભુલે. આવો૦ ૪
ચડીએ ગિરીવર અનુક્રમ, અંતર ધ્યાન રશે રગીએ,
મારૂદેવા નંદને નમીએ. આવો૦ ૫
રાયણ હેઠળ જીનરાયા, પુરવ નવાણુ ઈયાં આયા;
લળી લળી તસ પ્રણમુ પાયા, આવો૦ ૬
સુરજ કુંડમાં જઈ નાહાસુ પેરણ ખીરોદક આશુ,
આંગી રચી જીન ગુણ ગાશું, આવો૦ ૭

તીરથ દરશને ફરીએ; જોગ ઉપાધી દુરે કરીએ;
સામ અનંતો એણુ ગેરીએ. આવો૦ ૮
માગ બગોદરથી આવે, શંત્રુજી સંત્રવણુ મન ભાવે;
જીન ગુણ માળા કંઠે ઠાવે. આવો૦ ૯
ઓગણીસે બીસોતેર વરસે, ઉજલ પોસની છઠ દીવશે;
જીનવર ભેટ્યા મન ઉલસે. આવો૦ ૧૦
દેવકી નંદન અનુસરીએ, ઉલખા ઝોળે જળ ભરીએ,
શીધસલા કાઉસગ ધરીએ આવો૦ ૧૧
ભાવે ડુંગર ચીત લાયા, શીધ્ર વડની શીતલ છાયા,
જાણું ગાડવડલી માયા, આવો૦ ૧૨
વીમલાચલ ફરસે પ્રાણી, જીવ ભવીક હોવે નાણી;
રીખવ કહે વરે શીવરાણી. આવો૦ ૧૩

---

## સ્તવન ૪.

વીમલાચલ વિમલા પ્રાણી, સીતળ તરૂ છાયા ઠરાણી:
રસ વેધક કંચન ખાંણી, કહે ઈંદ્ર સુણો ઈંદ્રાણી, સ્નેહીશંત
ચઉ ખેત્રમાં તીરથ નહી એવો સનેહી સંત એ ગેરી સેવો.
ખતરી પાળી ઉલસીએ, છઠ આઠમ દાપા કરીએ;
માલગલના માગ ધરીએ, વીમલાચલ વેગે વરીએ. સ૦ ચ૦
અન્ય થાનક કર્મ જે કરીએ, તે ડીમગેરી હેઠા હરીએ;
પાછલ પરદક્ષણા ફરીએ, ભવજલથી હેલા તરીએ. સ૦ ચ૦
શીવમંદીર ચડવા કાજે, સો પાનની પાંતી બીરાજે;

કરતાં સમ કીર્તી છાજે, દુર ભાવીયાં ભવમથી લાજે. સ૦ ૪

પાંડવ પમુક્ષ કંઇ સંતા, આદેશર ધ્યાન ધરંતા;
પરમાતમ ભાવ ભજંતા, સીધાચળ શીધ અનંતા. સ૦ ૫

ખટમાસી ધ્યાન ધરાવે, સુક રાજનું રાજ તે પાવે;
બહીરંતર શત્રુ હરાવે, સેતરૂંજો, નામ ધરાવે. સ૦ ચ૦ ૬

પ્રાણી ધ્યાને ભજો ગેરી જાચો, તીર્થંકર નામ નહીં કાચો;
માહરાયને લાગે તમાચો, સુભવીર વીમળગીરી સાચો;
સ્નેહી સંત એ ગેરી શેચો. સ૦ ચ૦

---

સ્તવન ૬.

આવો સખી સિધાચળ જઇ, ગેરીવર ભેટી સુખ લહીએ;
જો જીન આણા શું રહીએ, આવો સખી સિધાચળ જઇએ. ૧

સિધ અનંતાનો ઠાગ, એવી જીનવરની વાણુ;
જાણે આગમના જાણુ. આવો૦ ૨

એ ગેરીના ગુણ કહુ કેતા, પારમ ન પામે કેવળી બેતાં;
કોડ પુરવ દેશના દેતાં. આવો૦ ૩

સેત્ર તી પ્રેગાશાં આવે, રાજનગરનો સંઘ લાવે;
જાત્રા નવાણું કરે ભાવે. આવો૦ ૪

જાત્રા નવાણું કરો ભાવે, એવો અવસર ફરી નાવે;
આતમ સીવપુરમાં ભાવે. આવો૦ ૫

જાત્રાની ફુશી છે ભ.રી, લાગી અનુભવની તાળી;

ગેરીવર દરિશન બલીહારી. આવો० ૬
અઢારસે સત્યાશી વરશે, ગેરી ગુણ ગાયા મન હરશે;
મણી ઉદ્યોત ગેરી ગુણુશે. આવો० ૭

—•—

## स्तवन ६.

શ્રીરે સિદ્ધાચળ ભેટવા, મુજ મન અધિક ઉમાયો;
રીખવદેવ પુંજા કરી, લીજે ભવ તણો લ્હાવે.શ્રીરે० ૧
મણીમય મુરત રીખભની, નીપાએ અભીરામ;
ભુવન કરાવ્યાં કનકનાં, રાખ્યાં ભરતે નામ. શ્રીરે ૨०
નેમ વિના તેવીસ પ્રભુ, આવ્યા શીધખેત્ર જાણી;
સેતરૂંજા સમા તીરથ નહીં, બોલ્યા શ્રી મંદીર વાણી. શ્રી० ૩
પુરવ નવાણું સમાસર્યા, સ્વામી શ્રી રીખભ જીણંદ;
રામ પાંડવ મુગતે ગયા, પામ્યા પરમાનંદ. શ્રીરે० ૪
પુરવ પુન્ય પસાઉલે, પુંડરીક ગેરી પાયો;
કાંતી વીજય હરખે કરી, શ્રી સિધાચળ ગાયો. શ્રીરે० ૫

—•—

## स्तवन ७.

સીધાચલ ગેરી ભેટયારે, ધન્ય ભાગ્ય અમારાં. આંકણી.
એ ગીરીવરનો મહીમા મોટો, કેહેતા ન આવે પારા;
રાયણ રીખભ સમાસર્યા સ્વામી. પુરવ નવાણું વારારે ધ० સિ०
મુળ નાયક શ્રી આદી જીનેશ્વર ચૌમખ પ્રતીમા સારા.

અષ્ટ પ્રકારશુ પુજો ભાવે, સમકીત મુક્ષ આધારારે. પ્ર૦ સિ૦
ભાવ ભગતશુ પ્રભુ ગુણ ગાતાં, અપના જનમ સુધારા:
જાત્રા કરી ભવિજન શુભાવે, નરકગતી દુરગતી વારારે. પ્ર૦ સિ૦
દુર દેશાંતરથી હુ આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા;
પતીત ઉધારોને બિરદ તુમારો, એ તીરથ જગ સારારે. પ્ર૦ સિ૦
અઢારસે ત્યાસી માસ અશાડો, વદ આઠમ ભોમવારા;
પ્રભુકે ચરણ પસાયથી સંઘમાં, ખેમા રતન પ્રભુ પ્યારારે.પ્ર૦ સિ૦

—•—

## સ્તવન ૯.

કુઅર ગભારો નજરે દેખતાંજી. એ દેશી.

સમકીત દ્વાર ગભારે પૈસતાંજી, પાપ પડળ ગયાં દુરરે;
મોહન મરૂદેવીનો લાડણોજી, દીઠો મીઠો આનંદ પુરરે. સમ૦
આયુ વરજીત સાતે કરમનીજી, સાગર કોડા કોડી હીણરે;
સ્થીતી પ્રઢમ કરણ કરીજી, વીર્યં અપુરવ મોઘર લીધરે. સમ૦
ગ્રંગલ ભાગી આવ કખાયનીજી, મીથ્યાત મોહની સાંકલ સાથરે;
બાર ઉધાડયાં શમ સંવેગનાજી. અનુભવ ભવને બેઠો નાથરે. સમ૦
તોરણ બાંધ્યું જીવદયા તણુંજી, સાથીયા પુરા સરધા રૂપરે;
ધુપ ઘટી પ્રભુ ગુણ અનુમોદનાજી, ધીગુણ મંગલ અનુપરે. સ૦
સંવર પાણી અંગ પખાલણેજી, કેસર ચંદન ઉત્તમ ધ્યાનરે:
આતમ ગુણ રૂચી મ્રગમદ મહમહેજી, પંચાચાર કુસમ પ્રધાનરે.સ૦
ભાવ પુજાએ પાવન આતમાજી પુજો પરમેશ્વર પુન્ય પવિત્રરે;
કારણ જોગે કારજ નીપજેજી, ખીમાવિજય જીન આગમ રીતેરે સ૦



## સ્તવન ૯.

સ્વામીજી મુજને સિધાચળ લેઇ ચાલ, લેઇ ચાલ લેઇ ચાલરે.
સ્વામીજી મુજને સિધાચળ લેઇ ચાલ૦
વીલંબ ન કરી કરીરે વાલમા, કોણે દીઠી છે કાલરે સ્વા૦ ૧
ઘોઘા બંદર જઇ કરીરે વાલમા, ભગીયો સેપર કેરો સાથરે. સ્વા૦ ૨
પાલીતાણે નગરે જઇ કરીરે વા૦ સફળ થઈ મુજ આશરે. સ્વા૦ ૩
ગેરી દેખી લોચન ઠરયાંરે વાલમા, સફળ થયો અવતારરે. સ્વા૦ ૪
ઉચાં દેરાં આદીનાથનાંરે વાલમા, ઉગમણે દરબારરે. સ્વા૦ ૫
સુરજ કુંડમાં નાહી કરીરે વાલમા, પેહેરવા જાદવ ચીરરે. સ્વા૦ ૬
કેશર ચંદન ઘશી કરીરે વા૦ પુજવા આદીજીણંદરે. સ્વા૦ ૭
સુરનર જન શેવા કરેરે વાલમા ચમર ઢાળે ઇંદ્રરે સ્વા૦ ૮
કેડે કંદોરા હીમનારે વાલમા, કંઠે નવસર હારરે. સ્વા૦ ૯
બાંહે બાજુબંધ બેરખારે વાલમા, લીલાવટ તીલક જડાવરે. સ્વા૦ ૧૦
મસ્તક મુગટ હીરે જડયોરે વાલમા, કાન કુંડળ સારરે. સ્વામી૦ ૧૧
કીરતી વીજય ઉવઝાયનોરે વાલમા, હેજો મંગળ માળરે સ્વા૦ ૧૨

---

## સ્તવન ૧૦

મનના મનોરથ સવી ફળ્યા રે, સીધ્યા વંછીત કાજ, પુજો૦
પ્રાય એ તીરથ સાસ્વતોરે, ભવજળ તારવ ઝાઝ પુજો૦ ૧
મણી માણેક મુગતાફળેરે, જડત કનકનાં ફુલ, પુજો૦
કેસર ચંદન ઘશી ઘણુંરે, બીજી વસ્તુ અમુલ. પુજો૦ ૨
રૂડે અંગે રાખીગોરે, આઠમ અંગે જાણ. પુજો૦

આરાધક પઈને વરણુંઓરે, એ આગમની સાખ પુન્યો૦ ૨
વીમળ કરે ભવી લોકને એ. તેને વીમળાચળ જાણુ, પુન્યો૦
સુક રાજાથી વિસ્તર્યોએ સેતરૂંજય ગુણ ખાણ. પુન્યો૦ ૩
પુંડરીક ગણધરથી થયોરે, પુંડરીક ગેરી ગુણ ધાગ; પુન્યો૦
સુરનર કૃત એમ જાણ્યાએ, ઉત્તમ એકવીસ નામ. પુન્યો૦ ૪
એ ગેરીવરના ગુણ ઘણાએ, નાણીએ નવી કહેવરાય;
જાણે પણ કહી નહી શકેએ, મુગદ ધુડને ન્યાય. પુન્યો૦ ૬
ગેગીવર ફરશત નવી કર્યાએ, તે રહ્યા ગરભવાસ;
નગન દર્શન ફરસત કર્યાએ, પુરે મનની આશ. પુન્યો૦ ૭
આજ મહોદય એ લહ્યોએ, પામ્યો પ્રમોદ રસાળ; પુન્યો૦
મણી ઉદ્યોત ગેરી શેવતાંએ, ઘેર ઘેર મંગળ માળ. પુન્યો૦ ૮

---

## स्तवन ११

( એ ઊચે.ને અલબેલોરે, કામણગારો કાનુંડો. એ દેશી.

સિદ્ધાચળ શિખરે દીવોરે, આદિશ્વર અલબેલો છે;
જાવે દર્શન અમૃત પીવોરે, આદિશ્વર અલબેલો છે.

શિવ સોમજશાની ક્હાવોરે, આ. તેર કોડી મુનિ પરિવારે.રે; આ. સિ૦ ૧ કરે શિવ સુંદરીનું. આણું રે આ. નારદજી લાખ એકાણુંરે: આ. વસુદેવની નારી પ્રસિધીરે, આ. પાંત્રીસ હજાર તે સિધીરે આ. સિ૦ ૨ લખ બાવનને એક કોડીરે, આ. પંચાવન સહસને જોડીરે; આ. સાતસેં સીતોતેર સાધુરે, આ. પ્રભુ શાંતિ ચોમાસુ કીધુરે, આ૦ સિ૦ ૩ તવ એ વશિ શિવ

નાગીરે, આ૦ ચૌદ સહસ મુનિ દમિતારીરે; આ૦ પ્રદ્યુમ્ન પ્રીયા આભીરે, આ૦ ચૌઆલીસસે વૈદરભીરે આ૦ સિ૦ ૪ થાવચ્ચા પુત્ર હજારરે, આ૦ શુકપરેવાજક એ ધારેરે. આ૦ શેલગ પણ સત સિષ્યાતેરે શુભદ્રમુની સત સાતેરે. આ૦ સિ૦ ૫ ભવ તરીઆ તિણે ભવ તારણરે, અ૦ ગજચંદ્ર મહોદય કારણરે આ૦ સુકરાંત અચળ અભીનંદરે, અ૦ સુમતિ શ્રેષ્ઠ ભય કંદરે. આ૦ સિ૦ ૬ ઈહાં મોક્ષ ગયા કોઇ કોડીરે, આ૦ અમને પણ આશા મોટીરે; આ૦ સરધા સંવેગે ભરીયોરે, આ૦ મોટો દરિયો તરીયોરે; આ૦ સિ૦ ૭ સરધાવીણ કુણ ઈહાં આવેરે, આ૦ લઘુ જળમાં કિમ તે નાવેરે; અ૦ તિણે હાથ હવે પ્રભુ ઝાલોરે, આ૦ સુભ વીરને હૈડે વ્હાલોરે આ૦ સુ૦ ૮.

---

## स्तवन १२

ઢાળ. તોરણ આઈ કયું ચલેરે. એ દેશી.

ભરતને પાટે ભુપતીરે, સિદ્ધિ વરયા ઈણ ઠામ સલુણા.
અસંખ્યતા તિહાં લગેરે, હુઆ અજીત જિનરાય સલુણા. ૧
જિમ જિમ એ ગીરી ભેટીએરે, તીમ તીમ પાપ પલાય. સ૦
અજીત જીનેશ્વર સાહીબોરે, ચોમાસુ રહી જાય સ૦ જી૦ ૨
સાગરમુનિ એક કોડીશુંરે, તોડયા કર્મના પાસ. સ૦
પાંચ કોડી મુની શજવસ્યુંરે, ભરત લહ્યા શીવ વાસ. સ૦ ૩
આદીશ્વર ઉપગારથીરે. સત્તર કોડી સાથ; સ૦
અજીતસેન સિધાચળેરે, ઝાલ્યો શીવવધુ હાથ. સ૦જી૦ ૪

અજીતનાથ મુનિ ચૈત્રનીરે મુનિમ દસ હજાર; સ૦
આદીત્ય પસા મુક્તિ વસ્યારે, એક લાખ અણુસાર સ૦ જી૦ ૫
અજરાગર ખેમા કરૂરે અગર કેત ગુણકંદ સલુણા;
સહસ પત્ર શીવ કરૂરે, કર્મ ક્ષય તમા કંદ સલુણા. જી૦ ૬
રાજ રાજેશ્વર એ ગીરીરે, નામ છે મંગળ રૂપ સલુણા:
ગીરીવર રજતરૂ મંજરીરે, શીશ ચઢાવે ભુપ સલુણા. જી૦ ૭
દેવજુગાદી પુજતાંરે, કર્મ હોવે ચકચુર, સલુણા.
શ્રી શુભવીરં સાહીબારે, રેહેજો હઈડા હજુર સલુણા જી૦ ૮

~~~~~~~~~~~~~~

## स्तवन १२.

ઢાળ રાગ પુરવી ઘડી ઘડી સાંભરે શાંતી સલુણા એ દેશી.
ગિરિવર દરસન વીરલા પાવે, પુરવ સંચિત કર્મ ખપાવે; ગી૦૧
રીખભ જીનેશ્વર પુજા રચાવે, નવ નવ નામે ગીરી ગુણ ગાવે.ગી.
સહસ્ર કમળને મુક્તિ નિયલ ગીરી, સિદ્ધાચળ સતકુટ કહાવે.ગી૦
ઢંક કદંબને કોડી નીવાસો. લોહીત્ય તાળ ધ્વજ સુરે ગાવે ગી૦
ઢંકાદીક પંચ કુટ સજીવન, સુરનર મુની નામ ખપાવે. ગી૦
રયણખાણ જડીબુટી ગુફાઓ, રસકુંપીકા ઇહા તબાવે ગી૦ ૩
પણ પુન્યવંતા પ્રાણી પાવે, પુન્ય કારણ પ્રભુ પુજા રચાવે. ગી૦
દશ કોટી શ્રાવકને જમાડે, જૈન તિરથ જાત્રા કરી આવે ગિ ૪
તેથી એક મુની દાન દિયંતા, લાભ ઘણો સિદ્ધાચળ થાવે, ગિરી૦
ચંદ્રશેખર નિજ ભગનીરયુ ભોગી તેપણ એ ગીરી મોક્ષે જાવે ગિ. ૫
ચ્યાર હત્યારા નર પરદારા, દેવ ગુરૂ દ્રવ્ય ચોરી ખાવે, ગિરી૦
~~~~~~~~~~~~~~

ચૈતર કારતકી પુનમ જાત્રા, તપ જપ ધ્યાનથી પાપ જલાવે. ગિ ૬
રીખભસેન જીન આદે અસંખ્યા, તીર્થંકર મુક્તિ સુખ પાવે ગિ ૭
શીવ વહુ વરવા મંડપએ ગીરી, શ્રી શુભ વીર વચન રસ ગાવે
ગીરીવર દર્શ વીરલા પાવે. ૭

# શ્રી તિર્થમાળાનું સ્તવન.

સેત્રુંજે રીખભ સમોસર્યા, ભલા ગુણ ભર્યાર.
સીધ્યા સાધુ અનંત, તીરથ તે નમુરે.
તીન કલ્યાણ તીહાં થયાં, મુગતે ગયારે;
નેમીસર ગીરનાર. તીરથ ૧
અષ્ટાપદ એક દેહરો, ગીરી શેહેરોરે;
ભરતે ભરાવ્યા બીંબ. તીરથ૦ ૨
આબુ ચોમુખ અતિ ભલો, ત્રીભુવન તીલોરે;
વીમળ વસે વસ્તુપાલ. તીરથ૦ ૩
સમેત સીખર સોહામણો, રળીઆમણોરે;
સીધ્યા તીર્થંકર વીસ. તીરથ૦ ૪
નગરી ચંપા નીરખીએ, હઇડે હરખીએરે;
સીધ્યા શ્રી વાસુપૂજ્ય. તીરથ૦ ૫
પુરવ દીશા પાવાપુરી રીધે ભરીરે;
મુગતિ ગયા મહાવીર. તીરથ૦ ૬

જેસલમેર જુહારીએ, દુખ વારીએરે;
અરીહંત બીંબ અનેક. તીરથ૦ ૭
વાંકાનેરજ વંદીએ, ચીર નંદીએરે;
અરિહંત દેરાં આઠ. તીરથ૦ ૮
સોરીસરો સંખેસરો, પંચાસરોરે;
ફલોધી થંભણુ પાસ. તીરથ૦ ૯
અંતરીક અજાવરો, અમી ઝરોરે;
જીરાવલો જગનાથ. તીરથ૦ ૧૦
ત્રિલોકય દીપક દેહરો, જાત્રા કરોરે;
રાણકપુરોરી સહેસ. તીરથ૦ ૧૧
નાડુલાઈ જાદવો, ગોડી સ્તવોરે;
શ્રીવરકાણો પાસ. તીરથ૦ ૧૨
નંદીસરાં દેહરાં, બાવન ભલાંરે;
રૂચક કુંડલે ચ્યાર ચ્યાર. તીરથ૦ ૧૩
સાસ્વતી અસાસ્વતી, પ્રતીમા છતીરે;
સ્વર્ગ મૃત્યુ પાતાલ. તીરથ૦ ૧૪
તીરથ જાત્રા ફળ તીહાં, હોજો મુજ ઇહાંરે;
સમય સુંદર કહે એમ, તીરથ તે નમુરે. તીરથ ૧૫

---

# गिरनार तीर्थ स्तवन.

તોરણુથી રથ ફેરી ચાલ્યા કંથરે, પ્રીતમજી

આઠ ભવની પ્રીતડી તોડી તંત. મારા પ્રીતમજી.
નવમ ભવ પણ નેહ ન આણ્યો મુજરે પ્રીતમજી;
તો શે કારણ એટલું આવવુંતુજ મારા પ્રીતમજી.
એક પોકાર સુણી તીર્યંચનો ઇમરે પ્રીતમજી;
મુકો અબળા રોતી પ્રભુજી કીમ મારા પ્રીતમજી;
ખટ જીવના રખવાળમાં સીરદારરે પ્રીતમજી;
તો કેમ વીલવતી સ્વામી મુકો નાર મારા પ્રીતમજી.
શીવ વધુ કેરૂ એવું કેવું રૂપરે પ્રીતમજી;
મુજ મુકીને ચીતમાં ધરી જીન ભુપ મારા પ્રીતમજી.
જીનજી લીએ સહસાવનમાં વ્રત ભારરે પ્રીતમજી;
ઘાતી કરમ ખપાવીને નીરધાર મારા પ્રીતમજી.
કેવળ રીધી અનંતી પરગટ કીધરે પ્રીતમજી;
જાણી રાજુલ ઇમ પ્રતીજ્ઞા લીધ મારા પ્રીતમજી.
જે પ્રભુજીએ કીધું કરવું તેહરે પ્રીતમજી;
એમ કહી વરતધર થઇ પ્રભુ પાસે જેહ. મારા પ્રીતમજી.
પ્રભુ પેહેલા નીજ સોકયનું જોવા રૂપરે પ્રીતમજી;
કેવળ જ્ઞાન લહી થઇ સીદ્ધ સ્વરૂપ મારા પ્રીતમજી.
શીવ વધુ વરીઆ જીનવર ઉતમ નેમરે પ્રીતમજી;
પદ્મ કહે પ્રભુ રાખો અવીચળ પ્રેમ મારા પ્રીતમજી.

—o—

# समेतशीखरजीनुं स्तवन.

જઇ પુજો લાલ સમતસીખર ગીરી ઉપર પાસજી આગળાઃ

જીન ભગતે લાભ કરતાં જીન પદ પાવે ટળે ભવ આંબળા. આંકણી
છહરી પાળી દરસણ કરીએ, ભવ ભવ સંચીત પાતિક હરીએ;
નીજ આતમ પુન્ય રસે ભરીએ; જઇ પુજો લાલ૦ ૧
એ ગીરીવર નીત્ય સેવા કીજે, જીમ શિવ સુખડાં કરમાં લીજે;
ચીદાનંદ સુધારસ નીત્ય પીજે, જઈ પુજો લાલ૦ ૨
જીહાં સીવરમણી વરવા આવ્યા, અજીતાદીક વીશે જીનરાયા;
બહુ મુનીવર જીત સીવ વધુ પાયા, જઈ પુજો લાલ૦ ૩
તેને એ ઉતમ ગીરી જાણો, કરો સેવા આતમ કરી રચાણો;
એ ફરી ફરી નહીં આવે ટાંણો, જઇ પુજો લાલ. ૪
તુમ ધન કંન કંચનની માયા, કરતાં અસુચી કીની કાયા;
કેમ તરશો વીણુ એ ગીરી રાયા, જઇ પુજો લાલ. ૫
ઇમ શુભ મતી વચન સુણી તાજા, એ ભજો જગગરૂ આતમ રાજા
ગીરી ફરસે ધરી મન સુચી માજા, જઇ પુજો લાલ. ૬
સંવતસર ગીખી ગજચંદ સમ, ફાગણ સુદી તીજ બુધવાર ગમ.
ગીરી દરશણ કરતા ચીત રમ, જઈ પુજો લાલ. ૭
પ્રભુપદ પદ્મ તણી સેવા, કરતા નીત્ય લહીએ શીવ મેવા;
કે રૂપ વીજય મુજ તે હેવા, જઇ પુજો લાલ૦ ૮

—•—

# अष्टापदजीनुं स्तवन.

કુંઅર ગંભારો નજરે દેખતાંજી. એ દેશી.

ચઉ આઠ દસ દોય વંદીએજી, વરતમાન જગદીશરે;
અષ્ટાપદ ગીરી ઉપરેજી, નમતાં વાધે જગીશરે.
ભરત ભરતપતી જીન મુખેજી, ઉચરીયાં વ્રતબારરે;
દર્શન શુધ્ધિને કારણેજી, આવાસ પ્રભુનો વીહારરે. ચઉ ૨
ઉચપણે કોસ તીગ કહ્યુંજી, યોજન એક વીસ્તારરે;
નિજ નિજ માન પ્રમાણુ ભરાવીયાંજી, બાંએસવ પરઉપગારરે. ચઉ ૩
અજીતાદીક ચઉદા દીશેજી, પશ્ચિમ પઉનાઈ આઠરે;
અનંત આદે દસ ઉતરેજી, પુર્વે રીખભ વીર પાઠરે; ચઉ. ૪
રીખભ અજીત પુર્વે રહ્યાજી, એ પણ આગમ પાઠરે;
આત્મશક્તિ કરે જાત્રાજી, તે ભવ મુક્તિ વરે હણી આઠરે. ચઉ ૫
દેખો અચંબો શ્રી સિદ્ધાચળજી, હુઆ અસંખ્ય ઉદ્ધારરે;
આજ દીને પણ એણે ગીરીજી, ઝળગળ એહ ઉધારરે; ચઉ. ૬
રહેશે ઉત્સરપીણી લગેજી, દેવ મહીમા ગુણ દાખીરે;
પ્રીહનીસઘાદિક થીર પણેજી, વસુદેવ હીંડની સાખરે. ચઉ ૭
કેવળી જીન મુખ મેં સુણ્યુંજી, એણે વીધે પાઠ પડાયરે;
શ્રી સુભવીર વચન રસેજી, ગાયા રીખભ શીવ ઠાયરે. ચઉ. ૮

---

# आबुजीनुं स्तवन.

દોઇ સો પરવત ધુંધલોરે એ દેશી.

આબુ અચલ રળીઆમણોરે લોલ, દેલવાડે મનોહર સુખકારીરે.

વાલીએ જેસર ધરયુરે લોલ, દેવલ દીઠે ચ્યાર બલીહારી રે,
ભાવ ધરીને ભેટીએરે લોલ. આંકણી.
બાર પાદશાહ વસ કરીરે લોલ, વીમલ મંત્રીસર સાર સુ૦
તેણે પ્રાસાદ નીપાઇઓરે લોલ, રીખભ જગદાધાર બ૦ આ૦ ૨
તેહ ચૈત્યમાં જીનવરૂરે લોલ આડસેને છોતેર સુખકારી૦
જેહ દીઠે પ્રભુ સંભરેલોલ, મોહ કર્યા જીર્ણ જેર, બ૦ આ૦ ૩
દ્રવ્ય ભરી ધરતી ભલીરે લોલ, લીધો દેવલ કાજ સુ૦
ચૈત તીહાં મંડાવીઉરે લોલ, લેવા સિવપુર રાજ બ૦ આ૦ ૪
પંદરશે કારીગરેરે લોલ દેવી ધરા પ્રત્યેક સુ૦
તેમ મરદન કારક વળીરે લોલ, વસ્તુપાલએ વીવેક બ૦ આ૦ ૫
કોરણી વોરણી તીહાં કરીરે લોલ, દીઠાં બને તેવાત; સુ૦
પણુ નવી જાયે મુખે કહીરે લોલ, સુર ગુરૂ સમ વીખ્યાત બ૦આ૦ ૬
ત્રણે વરસે નીપન્યોરે લોલ, તે પ્રાસાદ ઉતંગ; સુ૦
બારકોડી ત્રેપન લક્ષનેરે લોલ, ખરચ્યા દ્રવ્ય ઉછરંગ. બ૦ આ૦ ૭
દેરાંણી જેઠાણીના ગોખલારે લોલ, દેખતાં હરખ તે થાય: સુ૦
લાખ અઢાર ખરચીઆરે લોલ, ધનધન એહની માય. બ૦ આ૦ ૮
મુલનાયક નેમી સરૂરે લોલ, જનમ થકી બ્રમ ચાર; સુ૦
નીમ સતા રમણી થયારે લોલ, ગુણ અનંત આધાર. બ૦ આ૦ ૯
ચ્યારસેંને અડસઠ ભલારે લોલ, જીનવર બીંબ વીશાલ; સુ૦
આજ ભલે મેં ભેટીઆરે લોલ, પાપ ગયાં પાતાલ. બ૦ આ૦ ૧૦
રીખભ ધાતુ ગયી દેહરે લોલ, એકસો પીસતાળીશ બીંબ; સુ૦
ચોમુખ ચૈત્ય જુહારીએરે લોલ, મરૂધરમાં જે અંબ. બ૦ આ૦ ૧૧

બાબુ કાઊસગીઆ તેહમાંરે લોલ, અગન્યારશી જીનરાય સુ૦
અચલગઢે બહુ જીનવરારે લોલ, વંદુ તેહના પાય. બ૦ આ૦ ૧૨
ધાતુમયી પરમેસરૂરે લોલ, અદભુત સબ્જ સ્વરૂપ. સુ૦
ચઉમુખ જીન વંદતાંરે લોલ, પામ્યો નીજગુણ ભુપ બ૦ આ૦ ૧૩
અઢારશેને અઢારમાંરે લોલ, ચઈતર વદી ત્રીજ દીન; સુ૦
પાલણપુરમાં સંઘસુરે લોલ, પ્રણમી થયો ધન ધન. બ૦ આ૦ ૧૪
તેમ સાંતી જગદીસરૂરે લોલ, જાત્રા કરી અદભુત; સુ૦
જે દેખી જીન સાંભરેરે લોલ, સેવ કરે પુરહુત. બ૦ આ૦ ૧૫
ઈમ જાણી આબુ તણીરે લોલ, જાત્રા કરસે જેહ; સુ૦
જીન ઉત્તમ પદ પામશેરે લોલ, પદ્મ વીજય કહે તેહ. બ૦ આ૦ ૧૬

---

## राणकपुरनुं स्तवन.

શ્રી રાણકપુર રળીઆમણુંરે લાલ, શ્રી આદીસર દેવ મન માનુરે;
ઉત્તંગ તોરણ દેહેરૂરે લાલ, નીરખીજે નીત મેવ. મન૦ શ્રી. ૧
ચઉવીશ મંડપ ચઊ દીસેરે લાલ, ચઉમુખ પ્રતીમા ચાર; મન૦
ત્રીભુવન દીપક દેહરૂરે લાલ, સમોવડ નહીં સંસાર. મન૦ શ્રી. ૨
દેહરી ચઉરાસી દીપતીરે લાલ, માંડયો અષ્ટાપદ મેર; મન૦
ભલે જુહાર્યાં ભુંઈરાંરે લાલ, સુતાં ઉઠી સવેર. મન૦ શ્રી. ૩
દેસ જાણી સો દેહરાંરે લાલ, મોટો દેશ મેવાડ; મન૦
લાખ નવાણું લગાવીયારે લાલ, ધન ધરણો પોરવાડ. મન૦ શ્રી. ૪
ખરતર વસહી ખાંતસુરે લાલ, નીરખતાં સુખ થાય; મન૦

પાંચ પ્રસાદ બીજા વળીરે લાલ, જોતાં પાતીક જાય મ૦ શ્રી. ૫
આજ કૃતારથ હું થયોરે લાલ, આજ થયો આનંદ; મન૦
યાત્રા કરી જીનવર તણીરે લાલ, દુર ગયું દુઃખ દંદ. મન૦ શ્રી ૬
સંવત સોલને છોહોતરીરે લાલ, માગસર માસ મોઝાર; મન૦
રાણકપુર યાત્રા કરીરે લાલ, સમય સુંદર સુખકાર. મન૦ શ્રી. ૭

---

## ચોવીસ તીરથંકરોનાં નામ.

### રીખવદવનાં સ્તવન.

### સ્તવમ ૧.

મહાવીદેહ ક્ષેત્ર સોહાગણું. એ દેશી.

જગજીવન જગ વહાલહો, મરૂદેવીનો નંદલાલરે;
મુખ દીઠે સુખ ઉપજેરે, દરસણ અતિહી આણંદ લાલરે. જગ. ૧
આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી સસી સમ ભાલ લાલરે;
વદન તે સારદ ચંદલો, વાણી અતિ રસાલ લાલરે. જગ. ૨
લક્ષણ અંગે વીરાજતાં અઢીય સહસ ઉદાર લાલરે;
રેખા કર ચરણાદીક, અભીંતર નહીં પાર લાલરે. જગ. ૩
ઈંદ્ર ચંદ્ર રવી ગીરી તણા, ગુણ લઇ ઘડયું અંગ લાલરે;
ભાગ્ય કીહાં થકી આવીયું, અચરીજ એહ ઉતંગ લાલરે. જ. ૪
ગુણ સઘળા અંગે કર્યા, દુર કર્યા સવી દોખ લાલરે;
વાચક જશ વીજયે થુણ્યો, દેજો સુખનો પોખ લાલરે. જગ. ૫

---

## સ્તવન ૨

રીખભ જીણંદશું પ્રીતડી, કીમ કીજે હો કહો ચતુર વીચાર;
પ્રભુજી જઈ અળગા વસ્યા, તીહાંકણ નવી હો કો વચન ઉચ્ચાર.
રીખભ જીણંદશું પ્રીતડી, એ આંકણી.
કાગળ પણ પહોંચે નહી, નવી પોહોચે હો તીહાં કો પરધાન;
જે પોહોચે તુમ સમા, નવી ભાખે હો કોનો વીવધાન રીખ. ૨
પ્રીત કરે તે રાગીઆ, જીનવરજીહો તુમ છો વીતરાગ;
પ્રીતડી જેહ અરાગીથી, મીલવી વીતેહો લોકોતર માગ. રીખ ૩
પ્રીતી અનાદીની વીખ ભરી, તે હો કરવા મુજ ભાવ;
કરવી નીરવિખ પ્રીતડી, કિણ ભાતે કહો બને બનાવ. રીખ ૪
પ્રીત અનંતી પરથકી, જે તોડેહો વ જોડે એહ; પરમ પુરુષથી
રાગતા; એક તત્તતા હો દાખી ગુણ ગેહ. રીખ. ૫
પ્રભુજીને અવિલંબતા, નિજ પ્રભુતાહો પ્રગટે ગુણ રાશ; દેવચંદની
સેવના; દેજો મુઝહો અવીચળ સુખવાસ. રીખ. ૬

જ્ઞાનાદિક ગુણ સંપદારે, તુજ અનંત અપાર;
તે સાંભળતાં ઉપજીરે, રૂચી તિણે પાર ઉતાર,
અજીત જીન તારજ્યોરે, તારજો દીન દયાળ અજી. ટેક.
જે જે કારણ એહનોરે, સામગ્રી સંયોગ;
મીલતાં કાર્ય નીપજેરે, કરતા તણે પ્રયોગ. અજી. ૨
કાર્ય સિદ્ધિ કર્તા વસુરે, લહિ કારણ સંયોગ;
નિજપદ કારક પ્રભુ મિલ્યારે, હોય નિમિત હભોગ, અજી. ૩
અજકુલ ગતી કેસરી લહેરે, નિજપદ સિંહની;

હાસ તીમ પ્રભુ ભકતે ભગી લહેરે, આતમ શક્તિ સંભે.જી. ૪
કારણુ પદ કર્તા પણેરે, કરી આરોપ અભેદ;
નિજ પદ અરથી પ્રભુ થકીરે, કરે અનેક ઉમેદ. અજી૦ ૫
એહેવા પરમાતમ પ્રભુરે, પરમાનંદ સ્વરૂપ;
સ્યાદ્વાદ સતા રસીરે, અમલ અખંડ અનુપ. અજી૦ ૬
આરોપિત સુખ ભ્રમ ટલ્યો, ભાસ્યો અવ્યાબાધ;
સમર્યો અભિલાખીપણેરે, કરતા સાધન સાધ્ય. અજી૦ ૭
ગ્રાહકતા સ્વામીત્વરે, વ્યાપક ભોક્તા ભાવ;
કારણતા કારજ દશારે, સકળ ગ્રહ્યું નીજ ભાવ. અજી૦ ૮
શ્રદ્ધા ભાસ રમણતારે, દાનાદિક પરણામ;
સકળ થયા સતારસીરે, જિનવર દરિશણ પામી. અજી૦ ૯
તિણ નિર્યામક માહણોરે, વૈદ્ય ગોપાધાર;
દેવચંદ્ર સુખ સાગરૂરે, ભાવ ધર્મ દાતાર. અજી૦ ૧૦



## संभवनाथनुं स्तवन.

સાહિબ સાંભળોરે સંભવ અરજ અમારી,
ભવોભવ હું ભમ્યોરે, ન લહી સેવા તુમારી;
નરકની ગોદમાંરે, તિહાં હું બહુ ભવ ભમીયો,
તુમ વિના દુખ સહ્યાંરે, અહનિશ ક્રોધે ધમધમીયો. સા૦ ૧
ઇંદ્રી વશ પડ્યોરે, પાળ્યાવ્રત નવી સુસેં,
ત્રસ પણ નવી ગણ્યાંરે હણીયા થાવર હુંસેં;

મત પણ ચીત નવી ધર્યાંરે બીજુ સાચુ ન ભાખું,
પાપની ગોઠડીરે તીહાં મે હઈડલું ખોલ્યું. સહિબ૦ ૨
ચોરી મે કરીરે, ચઉવીહ અદત ન ટાળ્યું,
શ્રીજીન આંણુસ્યુરે મે નવ સંજમ પાળ્યું;
મધુકર તણી પરેરે, શુધ ન અહાર ગવેખ્યો,
રસના લાલચેરે, નીરસ પીંડ ઉવેખ્યો. સાહીબ૦ ૩
નરભવ દોહીલોરે, પામી મોહ વસ પડીઓ,
પરસ્ત્રી દેખીનેરે, મુજ મન તીહાં જઈ અડીયો;
કામ ન કો સર્યાંરે, પાપે પીંડ મેં ભરીયો,
શુધ બુધ નવ રહીરે, તેણે નવ આતમ તાર્યો. સાહીબ૦ ૪
લક્ષમીની લાલચેરે, મેં બહુ દીનતા દાખી,
તોપણ નવી મળીરે, મળી તો નવી રહી રાખી;
જે જન અભીલખેરે, તેતો તેહથી નાસે,
તૃણ સમ જે ગણેરે. તેહને નિત રહે પાસે. સાહીબ૦ ૫
ધન ધન તે નરારે, એહનો મોહ વીછોડી,
વિષય નીવારીનેરે, જેહને ધર્મમાં જોડી:
અભક્ષતે મેં ભખ્યાંરે, રાત્રી ભોજન કીધાં,
વ્રત નવ પાળીયાંરે, જેહવાં મુળથી લીધાં. સાહીબ૦ ૬
એમ અનંત ભમ્યોરે, ભમતાં સાહીબ મળીયો,
તુમ વિના કોણ દીયેરે, બોધ રયણ મુજ બળીયો;
સંભવ આપજોરે, ચરણ કમળ તુમ શેવા,
નય એમ વીનવેરે, સુણજો દેવાધી દેવા. સાહીબ૦ ૭

—•—

## સુમતીનાથનું સ્તવન.

ઝાંઝરીયા મુનીવરની. એ દેશી.

સુમતીનાથ ગુણશુ મીલીજી, વાધે મુજ મન પ્રીત,
તેલ બિંદુ જેમ વિસ્તરેજી, જલ માંહી ભલી રીત;
સોભાગી જીનશુ લાગ્યો અવીહડ રંગ. ૧
સજનશુ જે પ્રીતડીજી, છાની તે રહાય;
પરીમલ કસ્તુરી તણોજી, મહીમા એમ કહેવાય. સો૦ ૨
આંગુલીએ નવી મેરૂ ઢંકાએ. છાબડીએ રવી તેજ;
અંજલી માંહી જેમ ગગન માએ, મુજ મન તેમ પ્રભુ હેજ.
હુઓ છપન અધર અરૂણવર, ખાતાં પાન સુરંગ;
પીવત ભરભર પ્રભુગુણ પ્યાલે, તેમ મુજ પ્રેમ અભંગ. સો૦૩
ઢાંકી ઈક્ષુ પરાલશુજી. નરહે લહી વિસ્તાર,
વાચક જશ કહે પ્રભુગુણેજી, તેમ મુજ પ્રેમ પ્રકાર. સો૦૪

—o—

## ચંદ્રપ્રભુજીનું સ્તવન.

રાયજી અમને હીએ આણી કે૦ એ દેશી.

જીનજી ચંદ્ર પ્રભુ અવધારો કે, નાથ નીહાલજોરે લોલ;
તમણી બિરૂદ ગરીબનીવાજની વાચા પાળજોરે લોલ. ૧
હરખે હું તમ શરણે આયો કે, મુજને રાખજો લોલરે;
મોરટા ચોર મુગલ જે ભુંડા કે, તેને દુર નાખજોરે લોલ. ૨

પ્રભુજી પંચ તણી પરસંશા કે, રૂડી થાપજોરે લાલ;
મોહન મહેર કરીને મુજને, દરીશન આપજોરે લાલ. ૩
તારક તુમ પાલવ મેં ઝાલ્યો કે, હવે મુને તારજોરે લાલ;
કુતરી કુમતી થઇ છે કેડે કે, તેને વારજોરે લાલ. ૪
સુંદરી સુમતી સોહાગણ સારીકે, પ્યારી છે ઘણુંરે લાલ;
તાતજી તે વિણ જીવે ચઉદ ભુવન કેરૂ આગણુંરે લાલ. ૫
લખગુણ લખમણ રાણીએ જાયા કે, મુજ મન આવજોરે લાલ;
અનુપમ અનુભવ અમૃત મીઠી કે સુખડી લાવજોરે લાલ. ૬
દીપતી દોઢસો ધનુષ પરીમાણ કે, પ્રભુજીની દેહડીરે લાલ;
દેવની દસ પુરવ લખ માને કે, આયુષ વેલડીરે લાલ. ૭
નિગુણી નીરાગી પણ રાગી કે, મન માંહે રહ્યોરે લાલ;
શુભ ગુરૂ સુમતીવિજય સુપસાય કે, રામ સુખ લહ્યોરે લાલ. ૮

---

## શ્રેયાંસજીનાં સ્તવન.

કરમ ન છુટેરે પ્રાણીયા. એ દેશી.

તુમ બહુ મંત્રીરે સાહીબા, મહારે તો મન એક;
તુમ વીણુ બીજોરે નવી ગમ્મ, એ મુજ મોટીરે ટેક.
શ્રી શ્રેયાંસ કીપા કરો. આંકણી
મન રાખો તુમે સવી તણાં, પણ કીહાંએક મલી જાય;
લલચાવી લખ લોકને, સાખી સહજ ન થાએ. શ્રી. ૧
રાગ ભરે જન મન રહો, પણ ત્રીહુ કાલ વૈરાગ;

ચીત તુમારે સમુદ્રનો, કોઇ ન પામે રે તાગ. શ્રી. ૩
એહવા શું ચીત મળ્યું, કેળવ્યું પેહેલાં ન કાંઇ;
સેવક નીપટ અબુઝ છે, નીરવહસ્યો તુમ સાંઇ. શ્રી. ૪
નીરાગી સુર કેમ ગીસે, પણ ગળવાનો એકાંત;
વાચક જશ કહે મુજ મીલ્યો, ભગતી તે કામણ તંત. શ્રી. ૫

---

# वासुपुज्यजीनुं स्तवन.

વાસુપુજ્ય જીન ત્રિભુવન સ્વામી, ઘન નામી પરનામીરે;
નિરાકાર સાકાર સચેતન, કરમ કરમ ફળ કામીરે. વા. ૧
નિરાકાર અભેદ સંગ્રાહક, ભેદ ગ્રાહક સાકારોરે;
દર્શન જ્ઞાન દુભેદે ચેતન, વસ્તુ ગ્રહણ વ્યાપારોરે. વા. ૨
કર્તા પરીણામી પરીણામો, કર્મ જે જીવે કરીએરે;
એક અનેક રૂપ નય વાદે, નિયતે નય અનુસરિયેરે. વા. ૩
દુ:ખ સુખ રૂપ કરમ ફળ જાણો, નિશ્ચય એક આણંદોરે;
ચેતનતા પરિણામ ન ચુકે, ચેતન કહે જીન ચંદોરે. વા. ૪
પરિણામિ ચેતન પરિણામો, જ્ઞાન કરમ ફળ ભાવીરે;
જ્ઞાન કરમ ફળ ચેતન કહીએ, લેજો તેહ મનાવીરે. વા. ૫
આતમજ્ઞાની શ્રવણ કહાવે, બીજા તો દ્રવ્ય લીંગીરે;
વસ્તુ તેજે વસ્તુ પ્રકાસે, આનંદઘન મતિ સંગીરે. વા. ૬

---

# શાંતીનાથજીનું સ્તવન.

ધન દીન વેળા ધન ઘડી તેહ, અચીરાનો નંદન જીનજી ભેટસ્યુંજી; લહીસુંરે સુખ દેખી મુખચંદ, વીરહ વ્યાથનાં દુઃખ સવી વેઠશુંજી. ૧ જાણ્યોરે જેણે તુજ ગુણ લેશ, બીજારે રસ તેહને મન નવી ગમેજી; ચાખ્યોરે જેણે અમી લવલેશ બાકશ બુકસ તસ ન રૂચે કેમજી. ૨ તુજ સમકીત રસ સ્વાદનો જાણ, પાપકુ ભગતે બહુ દીન સેવીયુંજી; સેવા જે કરમને લાગે તોહે, વાંછે તે સમકીત અમૃત ધુરે લખ્યુંજી ૩ તાહરૂ ધ્યાંન તે સમકીત રૂપ. તેહજ જ્ઞાનને ચારીત્ર તેહ છેજ; તેહથીરે જાએ સઘળા પાપ, ધ્યાતારે ધ્યેય સ્વરૂપ હોયે પછેજી. ૪ દેખીરે અદભુત તાહરૂ રૂપ, અચરીજે ભવીકા રૂપી પદ વરેજી, તાહરી ગત તું જાણે હો દેવ, સમરણ ભજન તે વાચક જશ કરેજી. ૫



# મલ્લિનાથજીનું સ્તવન.

એક અંધારી ઓરડી. એ દેશી.

મીથીલા નગરીરે અવતર્યા, યાને કુંભ નરેશરનંદ;
કંચન સોહેર કળસ તણું, તે નીલ વરણ સુખકંદ. ૧
મલ્લી જીનેશર મન વસ્યો, તેણી ગણી સમ અરીહંત;

કપડ ધરણુનોરે કારણથી, પ્રભુ કુમરી રૂપ ધરંત. મલ્લી. ૨
સહસ પંચાવનરે વરસ સુણોરે, આયુ તણું પરિમાણ;
માત પ્રભાવતીએ ઉર ધર્યા, પણ વીસ ધનુશનુ માણ. મ૦ ૩
સહસ પંચાવનરે સાધવીઓ, ને મુની ચાળીસ હજાર;
સમેત શીખરરે મુગતી, ત્રીણ ભુવન આધાર. મલ્લી. ૪
આડભય ટાળીરે આપ થકી, જેમ બાંધી અવીહડ પ્રીત;
રામવિજયના સાહીબાનીરે, છે અવિચ્છળ એજ રીત. મ૦ ૫

—o—

## નેમનાથજીનાં સ્તવન.

આવો જગાઈ પ્રાહુણા. એ દેશી.

નરખ્યો નેગી જીણદરે અરીહંતાજી, રાજેમતી કર્યો ત્યાગ. ભગવંતાજી.
બ્રહ્મચારી સંજમ ગ્રહ્યો, અરી૦ અનુક્રમ થયા વીતરાગ ભગ૦ ૧
ચક્ર ચાગર સીંહાસને, અરી૦ પાદ પીઠ સંકત. ભગ૦
છત્ર ચાલે આકાશમાં અરી૦ દેવ દુદુંભી વરદુત. ભગ૦ ૨
સહસ્ર જોયણ ધ્વજ સોહતો, અરી. પ્રભુ આગળ ચાલંતા; ભગ૦
કનક કમળ તવ ઉપરે, અરી૦ વિચરે પાય ઠવંતા. ભગ૦ ૩
ચાર મુખે દેઇ દેશના, અરી૦ ત્રિણુ ગઢ ઝાક ઝમાલ. ભગ૦
કેશરી ભરમ સુનરવા, અરી૦ વાધે નહીં કોઈ કાળ. ભગ૦ ૪
કાંટાપણું ઊંધા હોઈ, અરી૦ વિષય અનુકુલ. ભગ૦
અરતી તું સમકાળે ફળે, અરી૦ વાયુ નહીં પ્રતીકુલ. ભગ૦ ૫

પાણી સુગંધ સુર કુસુમની, અરી૦ વૃષ્ટી હોઇ શું રસાલ; ભગ૦
પંખી દેઈ સુપ્રદક્ષણા, અરી૦ વૃક્ષ નમે આમરાજ. ભગ૦ ૬
જીન ઉત્તમ પદ્મની અરી૦ સેવા કરે સુર કોઈ; ભગ૦
ચાર નીકાયનાજ ધન્યથી, અરી૦ એસ વૃક્ષ તિગ જોડી. ભગ૦ ૭

---

## સ્તવન ૨

સામળીઓ ત્યાગી ને હું તો રાગી, વાલારે મારા સંજમ શું રઢ
લાગી. સામળીઓ ત્યાગીને હું તો રાગી. ટેક.
વા૦ મારો નેમ નગીનો રાગી, વા૦ મા૦ સુંદર સ્યામ સોભાગી;
વા૦ મા૦ સંજમ લીએ વડ ભાગી. સામળીઆ૦ ૨
વા૦ મા૦ ગઢ ગીરનારની ઘાટે, મોહન મને મળશે હવે એ વાટે;
જઈ હું તો હાથ મેલાવીસ સાથે. સામળીઓ૦ ૩
જહારે હવે રાજુલ નેમની પાસે, લીઓરે હવે સંજમ અતી ઉલાસે;
ત્યારે નેમનાથ પેહેલી શીવ જાસે, સામળીઆ૦ ૪
વા૦ મા૦ દંપતીશીવસુખ મલીઓ, વા. મા. વીરહ દાવ.દલ ટળીઓ
વા૦ મા૦ અમરો લગો ગુણ ભરીઓ સામળીઓ૦ ૫
વા. કેહે દીપ સુણો એક મારી, વા. તુમ તારી રાજુલ નારી;
વાલારે તુમ હમને કરો મોહવારી. સામળીઆ ૬

---

# પાર્શ્વનાથજીનાં સ્તવન.

સજની મારી પાસ જીનેશ્વર પુજોરે, સ. જગમાં દેવ ન દુજોરે;

સ. સારંગપુર શણગારેરે, સ. પુજા દોય પ્રકારેરે;
સ. જીન પડિમા જયકારીરે, સ. વારી જાઉ વાર હજારીરે. આંકણી.
સ. ગણધર સુત્રે વખાણીરે, સ૦ સિદ્ધની ઉપમા આણીરે;
સ. સમકિતની વૃદ્ધિ કારીરે, સ તે કિમ જાસે નિવારીરે. સ૦ ૨
સ. ભગવઈ અંગે ધારોરે, સ. ચારણ મુની અધિકારોરે;
સ. જીન પડિમા જીન સરખીરે, સ સુત્ર ઉવાઇ નરખીરે. સ૦ ૩
સ. રાયપસેણી ભાખિરે, સ. જીવાભીગમ દાખીરે:
સ. વેવહારે પણ આખીરે, સ. શુદ્ધી પડિમા સાખીરે. સ૦ ૪
સ. જંબુપન્નતિ ઠાણુંગરે, સ. બોલે દસમું અંગરે;
સ. માહનિસિથે વિચારોરે. સ. પુજાનો અધિકારોરે. સ૦ ૫
સ. સાતમ અંગે વિખ્યાતરે, સ આણંદ શ્રાવક વાતરે;
સ. અનોથી પડીમા વારીરે, સ. શુદ્ધા સમકિત ધારીરે. સ૦ ૬
સ. જ્ઞાતા પાઠ દેખાવેરે, સ. કુમતિ ભરમ ન જાવેરે;
સ. એમ અનેક સુત ભાખેરે, સ. કો હવે કાનો વાંકરે. સ૦ ૭
સ. અરચા અરોચક થાશેરે, સ. નવ દંડકમાં જાસ્યેરે;
સ. જીવ કરમ વશ જાણોરે, સ. કુણ કુમક કુણ દાણોરે. સ૦ ૮
સ. જીનવર સેવા સારોરે સ. વિષ કરો પરીહારોરે;
સ. સેવા એ બંધક ભાવરે સ. ભવજળ તરવા નાવરે સ૦ ૯
સ. મણી ઉદ્યોત પ્રભુ સાચોરે, સ. જેવો હિરો જાચોરે,
સ. સંકા મન નવી લાવોરે, સ૦ શું ઝાઝું કેહેવરાવોરે, સ૦ ૧૦

---

स्तवन. २

પાસજી વામાજીના નંદકે, સુણજ્યો વીનતીરે લોલ;

મ્હારા પાસજીરે લોલ.

જીનજી તેવીસમા જીન પાસકે, આશા મુજ પુરવેરે લોલ.

મ્હારા પાસજીરે લોલ

જીનજી ઈહભવ પરભવ, દુઃખ દોહગ સર્વ ચુરવેરે લોલ. મ્હારા૦
જીનજી આઠ પ્રાતી હાર્યસું, જગમાં તું જયોરે લોલ. મ્હારા૦
જીનજી તાહરી વૃક્ષ અશોકથી સોક દુરે ગયોરે લોલ. મ્હારા
જીનજી જાક્ત પ્રણામ ગીર્વાણ, કુસુમ વ્રષ્ટી કરેરે લોલ. મ્હારા૦
જીનજી દિવ્ય દ્વની સુર પુરે, કે વાંજળી સ્વરેરે લોલ. મ્હારા૦
જીનજી ચામર કેરી હોર, ચલતી એમ કરેરે લોલ, મ્હારા૦
જીનજી નમે જે અગપરે તે ભવી, ઉધરગતી લહેરે લોલ. મ્હારા૦
જીનજી પાદ પીઠ સિંહાસન, વ્યંતર વીરચીરે લોલ. મ્હારા૦
જીનજી તીહાં બેસી જીનરાજ, ભવિ દેશના દીએરે લોલ. મ્હારા૦
જીનજી ભામંડલ સીર પુઠે, સુર્ય પુરે તપેરે લોલ. મહારા૦
જીનજી નરખી હરખી દેવકે, તે ભવમાં અટેરે લોલ. મહારા૦
જીનજી દેવ દુદુંભીનો નાદ, ગંભીર ગાજે ઘણેરો લોલ. મહારા૦
જીનજી ત્રણ છત્ર કહે તુજકે, ત્રીભુવન પતી પણોરે લોલ. મહારા૦
જીનજી એ ઠકુરાઈ તુજકે. બીજે નવી ઘટેરે લોલ. મહારા૦
જીનજી રાગી દ્વેષી દેવકે, તે ભવમાં અટેરે લોલ. મહારા૦
જીનજી પુજક નિંદક દોયકે, તોહરે રામપણેરે લોલ. માહરા૦
જીનજી કમઠ ધરણપતિ ઉપર, સમ ચીત ગણેરે લોલ. મહારા૦
જીનજી પણ ઉત્તમ તુજ પાદ, પદ્મ શેવા કરેરે લોલ. મહારા૦
જીનજી તેહ સ્વભાવે ભવ્ય કે, ભવ સાયર તરેરે લોલ. મહારા૦

---

# महावीरस्वामीनां स्तवन.

વીરજી સુણો એક વિનતી મોરી, વાત વિચારો તુમે ધણીરે;
વીર મને તારો મહાવીર મને તારો, ભવજળ પાર ઉતારોનેરે;
એ આંકણી.

પરીભ્રમણ મેં અનંતારે કીધા, હજુએ ના આવ્યો છેડલોરે;
તુમતો થયા પ્રભુ સિધ નીરંજન, હમ તો અનંતા ભવ ભમ્યારે.
વીર૦ ૧

તુમ હમ વાર અનંતી ભેળા, રમીઆ સંસારીપણેરે,
તેહ પ્રીત જો પુરણ પાળો, તો હમને તુમ સમ કરોરે વીર૦ ૨
તુમ સમ હમને જોગ ના જાણો. તો કાંઇ થોડું દીજીએરે;
ભવો ભવ તુમ ચરણુંની શેવા, પામી હમ ઘણું રીજીએરે.
વીર૦ ૩

ઈંદ્ર જાળીઓ કેહેતોરે આવ્યો, ગણધર પદ તેહને દીએરે;
અરજુન માલીને જે ઘુર પાપી, તેહને જીન તુમ ઉધર્યો.
વીર૦ ૪

ચંદનબાળાએ અડદના બાકુલ પડીલાભ્યા તુમને પ્રભુરે;
તેહને સાહુ નીસાચીરે કીધી, શીવવધુ સાથે ભેળવીરે, વીર૦ ૫
ચરણે ચંદ કોશીઓ ડશીઓ, કલપ આઠમ તે ગયોરે:
ગુણનો તમારા પ્રભુ મુખથી સુણીને, આવી તુમ સનમુખ રહ્યોરે.
વીર૦ ૬

નીરંજન પ્રભુ નામ ધરાવો, તો સહુને સરખા ગણોરે;

ભેદ ભાવ પ્રભુ દુર કરીને, મુજશુ રમા એક મકશુંરે, વીર૦ ૭
મોટા વેલા તુમહીજ તારણુ હવે વીલંબ શા કારણેરે;
જ્ઞાન તણા ભાવના પાપ મીટાવે, વારીજાઊં વીર તોરા વારણેરે
વીર૦ ૮

---

स्तवन. २

ગીરૂઆરે ગણુ તુમ તણા, શ્રી વર્ધમાન જીનરાયારે;
સુણતાં શ્રવણે અમી ઝરે, માહરી નીર્મલ થાયે કાયારે. ગી૦ ૧
તુમ ગુણ ગંગા જલે, હું ઝીલી નીરમલ થાઊંરે;
અવર ન ધંધો આદરૂં, નીશ દીન તોરા ગુણ ગાઊંરે. ગી૦ ૨
ઝીલ્યા જે ગંગા જલે, તેછીલર જલ નવી પેસેરે;
જે માલતી ફુલે મોહીઆ, તે બાઉલ જઈ નવી બેસેરે. ગી૦ ૩
એમ અમે તુમ ગુણ ગોઠશું રંગ રાચ્યા ને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરે, જે પરનારી વસ રાચ્યારે. ગી૦ ૪
તું ગતી તું મતી આશરો, તું આલંબન મુજ પ્યારોરે;
વાચક જશ કહે માહરે, તું જીવ જીવન આધારોરે ગી૦ ૫

---

स्तवन. ३

સીધારથનારે નંદન વીનવું, વીનતડી અવધાર;
ભવ મંડપમાંરે નાટક નાચીઓ, હવે મુજ દાન દેવરાય. સીધા૦ ૧
ત્રણુ રતન શ્રી મુજ આપો તાતજી, જેમ નાવે સંતાપ;

દાન દેઆંતારે પ્રભુ કસ કેશી, આપો પદવી આજ. સીધા૦ ૨
ચરણ અંગુઠે તે મેરૂ કંપાવીઆ, ગાંડયા સુરનાજ ગાન;
અષ્ટ કરમના તે ઝગડા જીતવા, દીધાં વરશીદાન. સીધા૦ ૩
સાસન નાયક રીવ સુખ દાયક, ત્રીસલા કુખે રતન;
સીધારથનોરે વંસ દીપાવીઆ, પ્રભુજી તમને ધન ધન. સીધા૦ ૪
વાચક શીખરે કીરતીવિજય ગુરૂ, પ્રણમુ તાસ પસાય;
ધરમ તણા એ જીન ચોવીસમા, વીનયવિજે ગુણ ગાય. સીધા૦

--o--

## સ્તવન. ૪

ઢાળ–વિમળાચળ વેગે વધાવો. એ દેશી.

ચઉમાસી પારણું આવે, કરી વિનતી નીજ ઘેર જાવે;
પ્રીયા પુત્રને વાત જણાવે, પટકુલ જરી પથરાવેરે;
મહાવીર પ્રભુ ઘેર આવે, જીરણ શેઠ ભાવના ભાવેરે. મા૦ ૧
ઉભી શેરીએ જળ છટકાવે. જાય કેતકી ફુલ બીછાવે;
નીજ ઘર તોરણ બંધાવે મેવા મીઠાઈ થાળ ભરાવેરે. મા૦ ૨
અરિહાને દાનજ દીજે, દેતાં જે દેખી રીજે;
ખટ માસી રોગ હરીજે, સીજે દાયક ભવ ત્રીજેરે. મા૦ ૩
તે જીનવર સનમુખ જાવું, મુજ મંદરીએ પધરાવું;
પારણું ભલી ભક્ત કરાવું જુગતે જીન પુજા રચાવુંરે. મા૦ ૪
પછે પ્રભુને વળાવા જઈશું, કર જોડી સામા રહીશું;
નમી વંદી પાવન થઈશું, વિરતી અતી રંગે વહીસ્યું. મા૦ ૫

દયા દાન બીગા શીલ ધરશું, ઉપદેશ સજનને કરશું;
સત્ય જ્ઞાન દીશા અનુસરશું, અનુકંપા લક્ષણ વરશુંરે. મા૦ ૬
એમ જીરણ શેઠ વદંતાં, પરીણામની ધારે ચઢંતાં;
શ્રાવકની શીમ હરંતાં, દેવ દુદુંભી નાદ સુણંતાંરે. મા૦ ૭
કરી આયુ પુરણ શુભ ભાવે, સુર લોક અચ્યુતે જાવે;
સાતા વેદની સુખ પાવે, શુભ વીર વચન રસ ગાવેરે, મા૦ ૮

# દીવાળીનાં સ્તવન.

(વાલાજીની વાટડી અમ જોતાંરે. એ દેસી.

જય જીનવર જગ હિતકારીરે. કરે શેવા સુર અવતારીરે,
ગૌતમ પમુહા ગણધારી, સનેહી વરજી જયકારીરે. ૧
અતરંગ રિપુને ત્રાશેરે. તપ કોપા ટોપે નિવાસેરે;
લહ્યુ કેવળ નાંણુ ઉલાસે. સનેહી. ૨
કડીલંકે વાદ વદાયરે પણ જીન સાથે ન ધરાયરે;
તિણે હરી લંછન પ્રભુ પાય, સનેહી ૩
સત્રિ સુર વહુ થેઈ થેઈ કારારે જળ પંકજની પરે ન્યારારે,
તજી તૃષ્ણા ભોગ વીકારા. સનેહી ૪
પ્રભુ દેશના અમૃત ધારારે જીન ધર્મ વિષે રથ કારારે.
જેણે તાર્યાં ભવ કુમારા. સનેહી ૫
ગૌતમને કેવળ આલીરે દયાં સોતીએ શિવ વનમાળીરે;
કરે ઉત્તમ લોક દીવાળી, સનેહી ૬

અતરંગ ભલછની વારીરે, શુભ સજનને ઉપગારીરે;
કહે વીર પ્રભુ હિતકારી. સનેહી૦ ૭

---

## સ્તવન. ૨

ધન ધન મંગલ સકલ દીન, પુજી પ્રભાતે ચાલે;
આજ મારે દીવાળી અજવાળી. ટેક ૧
ગાવો ગીત વધાવો ગુરૂને, માતીડે થાલ પુરાવો,
ચાર ચાર અંગે ચતુર સોભાસણુ ચરણુ કમળ ચીત સારીરે. આજ૦
ધન ધુઓ ધનતેરસ દીન કાલે કાળીચઉદસ;
પાપ હણીજે પોસો કીજે કર્મ મેલો સર્વે ટાળીરે. આજ૦ ૩
આમાએતો પરવ દીવાળી, ફરતી ઝાક ઝગાળી;
ઘેર ઘેરતો દીવડીઆ ઝળકે રાત દીસે અજવાળીરે આજ૦ ૪
આગાસની પાછલડી રાતે આઠ કરમ બે ટાળી,
શ્રી મહાવીર નીરવાણે પહોત્યા; અજરાગર સુખકારીરે આજ૦ ૫
પડવે તો વળી જુહાર પટોળાં, એ રીત રૂડી સારી;
ગુરૂ ગઉતમના ચરણુ પખાળી, રોઝ પામી રઢીઆળીરે આજ૦ ૬
બીજે તો વળી ભાવલ બીજ૦ બેનારડી અતી વહાલી.
એ પાચ દીન હોએરે પનોતા એવે હરખે ગાઇરે. આજ૦ ૭
હરખવિજેના પંડીત બોલે કરોને સેવ સુહાલી,
રૂપ વિજેના પંડીત બોલે, તે જે વાજે તાળીરે. આજ૦ ૮

---

## સ્તવન ૩.

મારે દીવાળીરે થઇ આજ, પ્રભુ મુખ જોવાને;
સર્યાં સર્યાંરે સેવકનાં કાજ, ભવ દુખ ખોવાને. ટે૦
મહાવીર સ્વામી મુગતે પહોત્યા, ગૌતમ કેવળ જ્ઞાનરે;
ધન અમાંસ દીવાળી મારે વીર પ્રભુ નીરવાણ. જીન૦ ૧
ચારિત્ર પાળ્યાં નીરમળાં ને, ટાળ્યા વિષય કષયારે;
એવા મુનીને વંદીએતો, ઉતારે ભવ પાર. જીન. ૨
બાકુળ હોર્યા વીરજીને ને, તારી ચંદનબાળારે;
કેવળ લઇ પ્રભુ મુગતે પોહોત્યા, પામ્યા ભવનો પાર. જીન ૩
એવા મુનીને વંદીએ જે, પંચ જ્ઞાને ધરતારે;
સમવસરણ દેઈ દેશનારે પ્રભુ તાર્યાં નર ને નાર જીન. ૪
ચોવીસમા જીનેસરૂને મુગતી તણા દાતારરે,
કર જોડી કવી એમ ભણેરે પ્રભુ દુનીઆ ફેરો ટાળ જીન. ૫

---

## પરચુરણ સ્તવનો.

### સ્તવન. ૧

જગત ગુરૂ જીનવર જયકારી, સેવો તુમ ભાવે નરનારી;
આશારે હેની ચોરાશી વારી, જગત ગુરૂ. એ આંકણી ટે૦ ૧
જળચંદન કુસુમ કરીએ, ધુપ દીપ અક્ષત ભરીએ;

## स्तवन ९.

વંદ્રાવનના વાશિરે. એ દેશી.

એ વૃત જગમાં દીવો મેરે પ્યારે એ વૃત જગમાં દીવો.
પરમાતમ પુજીને વિધીશું, ગુરૂ આગળ વૃત લીજે;
અતિચાર પણુ દુર કરીને, પરદારા દુર કીજે. મેરે પ્યારે૦
નીજ નારી સંતોષી શ્રાવક, અણુવ્રત ચોથે પાળે;
દેવ તિરી નર નારી નજરે, રૂપ રંગ નવી ધારે. મેરે પ્યારે૦ ૧
વરતને પીડા કામની ક્રીડા, દુરગંધા જે બાળી;
નાશાવિણુ નારી પણુ રાગે, પાસકમાં ટાળી. મેરે પ્યારે૦
વિધવા નારી બાળ કુંમારી, વેસ્યા પણુ પરજાતી;
રંગે રાતી દુર્બળ છાતી, નર મારણુ એ કાતી. મેરે પ્યારે૦ ૨
પરનારી હેત શ્રાવકને, નવ વાડગો નીરધારી;
નારાયણ ચેડા મહારાજે, કન્યાદાન નીવારી. મેરે પ્યારે૦ ૩
ભરતરાયને રાજ્ય ભળાવી, રામ રહ્યા વનવાસે;
ખર દુખણુ નારી સતીકારી, દેખ્યા ન પડયા પાસે મેરે પ્યારે૦ ૪
દશ શિર રાવણ રણુમાં રોળ્યો; સીતા સતીમાં મારી:
સર્વે થકી જે બ્રહ્મ વ્રત પાળે, નાવે દાન હેમ કોટી મેરે પ્યારે ૫
વૈતરણીના વેદના માંહે, વૃત ભાગે તે પેસે;
વિરતીર પરણામ કરીને, ઇંદ્ર સભામાં બેસે. મેરે પ્યારે૦ ૬
મદિરા માંસથા વેદ પુરાણે, પાપ ઘણું પરદારા;
વિષ કન્યા રંડાપણુ અંધા, વૃત ભંજક અવતારા. મેરે પ્યારે૦ ૭
વ્રત સંભાળે પાપ પખાળે, સુરતરૂ વંછીત સાધો;

કલ્પતરુ ફળ દાયક એ વ્રત, જગ જશ કીરતી વ.ધે. મેરે પ્યારે૦ ૮
દશમે અંગે બત્રીસ ઉપમ, શીળવતી વ્રત પાળી;
નાથ નીકળી ચરણે આવ્યો, નેહ નજર તુમ ભાળી. મેરે પ્યારે૦ ૯
હાથી મુખશે દાણો નિકશે. કિડી કુટુંબ સહુ ખાવે;
શ્રી શુભ વીર જીનેશ્વરસાહીબ,શોભા અગ શીરપાવે. મેરેપ્યા૦ ૧૦

---

## સ્તવન. ૬

મારા આંબાના ગોડવલા હો. એ દેશી.

મન મોહનજી જગ તાત, વાત સુણો જીન રાજજીરે;
નહી મળીઓ આ સંસાર, તુમ્હ સરીખો શ્રી નાથજીરે,
કૃશ્નાગર ધુપ દશાંગ, ઉખેવી કરૂ વીનતીરે;
તૃશ્ના તરૂણી રસ લીન. હું રઝળ્યો ચારે ગતીરે,
તીર્યંચ તરુનાં મુળ, રાખી રહ્યો ધન ઉપરેરે,
પંચેદ્રી ફણીધર રૂપ, ધન દેખી મમતા કરેરે. મન મોહ૦ ૧
સુર લોભી છે સંસાર, ધન સંસારી ધન સંહરેરે;
તીજે ભવ સમરાદિત્ય, સાધુ ચિરત્રને સાંભળેરેરે.
નરભવ માંહે ધન કાજ, ઝાઝ ચઢયો રણમાં રડયોરે;
નિચ સેવા મુકી લાજ, રાજ્ય રસે રણમાં પડયોરે. મનમોહન. ૨
સંસાર માંહી એક સાર, જાણી કંચન કામનીરે;
ન ગણી જપમાળા એક, નાથ નિરંજન નામનીરે.
ભાગ્યે મળિયા ભગવાન, અવસર પામી વ્રત આદરરે;
ગયો નરકે સમન શેઠ, સાંભળી લોભથી ઉસરરે. મન મોહન. ૩

નવ વિધ પરિગ્રહ પરીમાણ આણંદાદિકની પરેરે;
અથવા ઇચ્છા પરિમાણ, વણ ધર્મ દીક ઉચરેરે.
વળી સામાન્ય ખટ ભેદ ઉત્તર ચોસઠ દાખીયારે;
દશ વૈકાળીક નિરજુતિ, ભદ્ર બાહુ ગુરૂ ભાખીયારે. મન મોહન. ૪
પરિમાણથી અધિકું હોય, તો તિરથે જઇ વાવરોરે;
શેકાએ ભવનું પાપ, છાપ ખરી જીનની ધરોરે.
ધન શેઠ ધરી ધનમાન, ચિન્તાવેલીને પરીહરિરે;
શુભ વીર પ્રભુને ધ્યાન, સંતોષે શિવ સુંદરીરે. મન મોહન. ૫

---o---

## સ્તવન. ૭

ઢાળ–ભમરા ભદરસે નાચ્યો, એ દેશી.

ઉત્તમ ફળ પુજા કીજે મુની મુનિને દાન સદા દીજે;
બારમ વ્રત લાવો લીજેરે, શ્રાવક વૃત સુરતરૂ ફળીયો.
મન મોહન મળીઓ. શ્રાવક૦ ૧
દેશ કાળ સરખા ભાગીએ, ઉત્તર પારણે દાન દીજે;
તેહમાં પણ નવી અતિચરીએ. શ્રાવક૦ ૨
વિનતી કરી મુનીને લાવે, મસાણ આસન ઠાવે;
પડી લાભે પોતે ભાવે. શ્રાવક૦ ૩
દશ ડગલાં પુંઠે જાવે, મુની દાને જે નવી આવે;
વૃત ધારી તે નવી ખાવે. શ્રાવક૦ ૪
મુની આવતે જન દિશી દેખી, પોસહ પારણે દિધી ભાખી

નૈવેદ ફળ આગળ ધરીએ. જગત૦ ૨
થૈધ થૈઈ ભાવ પુજા સારી, નાટક ગીતને મનોહારી;
તીહાં સુધી કરો હીતકારી. જગત૦ ૩
ભાવથી દીવ્ય પુજા કરશી, તે ભવ સાગરને તરશે;
સરસ શીવ સુંદરીને વરશે. જગત૦ ૪
વીસ ઉદેસાથી સાર, સુતરનીરી થશે મનોહાર;
ભણી લહો રૂપ વીજય પાર. જગત૦ ૫

—०—

## સ્તવન. ૨

વાહાલે અમ્રત પાઈ ઊછેર્યાં, વ્હાલે મારે ચમનેરે. એ દેશી.

આવો આવો જસોદાના કંથ અમઘેર આવેરે;
ભગતી વછળ ભગવંત, નાથ શે નાવોરે.
એમ ચંદનબાળાને બોલડે પ્રભુ આવીરે;
મુકી બાકુળ માટે પાછા વળી બોલાવીરે. આવો૦ ૧
સંકેત કરીને સ્વામી ગયા તુમ વનમાંરે;
થઇ કેવળી કેવળી કીધ ધર્નાને મનમાંરે;
એમ કેશર કેરા કીચ કરીને પુજુરે,
તોએ પહેલે વ્રત અતિચાર થકી હું ધ્રુજુરે. આવો૦ ૨
જીવ હિંસાના પચખાણ થુગથી કરીએરે,
દુવિહં તીવેહેણં પાઠ સદા અનુસરીએરે;
વાશી બોળો વિદલ નાથી ભક્ષ હીંસા ટાળુરે,

સવા વિશ્વા કેરી જીવ દયા નીત્ય પાળુરે આવો૦ ૩
દશ ચંદરુઆ દશ ઠામ બાંધીને રહીએરે,
જીવ જોયે એહવી વાત કેને ન કહીએરે;
વધ બંધનને છ વીછેદ ભાર ન ભરીએરે,
ભાત પાણીનો વીછેદ પશુને ન કરીએરે, આવો૦ ૪
લોકીક દેવ ગુરૂ મીથ્યાત ત્યાગી ભેદરે,
તુમ આગળ સુણતાં આજ હોય વીછેદરે,
ચોમાસે પણ બહુ કાજ જયણા પાળુરે,
પગલે પગલે માહારાજ વ્રત અજવાળુરે. આવો૦ ૫
એક સાસ માંહી સો વાર સમરૂ તમનેરે,
ચંદનબાળા જેવું સાર આપો અમનેરે;
માહી હરીબળ ફળદ૫ એ વ્રત પાળીરે,
શુભ વીર ચરણ સુપસાય નિત્ય દીવાળીરે, આવો૦ ૬

---

## સ્તવન ૨.

( સુણો ગોવાલણી ગોરસડાં વાળીરે ઉભી રહેને. એ દેશી. )

હો સાહિબજી પરમાતમ પુજ્યાનું ફળ મુજ આપો;
હો સાહિબજી લાખેણી પુજારે શે ફળ નાપો. એ આંકણી.
ઉત્તમ ઉતમ ફળ હું લાવું, અરિહાને આગળ મુકાવું;
આગળ વિધી પુજન વિરચાવું, ઉભો રહીને ભાવના ભાવું. હો૦ ૧
જિનવર જિન આગમ એક રૂપે, સેવંતા ન પડો ભવ કુપે;
આરાધન ફળ તેહનાં કહીએ, આ ભવ માંહી સુખીયાં થઈએ. હો૦

બારમ સુર લોકે તે જાવે, ઈંદ્રાદિક અપછર સુખ પાવે;
તિહાં પણ જિન પૂજા વિચરાવે, ઉતમ કુળમાં જઈ ઉપજાવે. હો૦
તિહાં રાજ્ય રિદ્ધ પરિહર રંગે, આમગ સુણનાં સહગુણ સંગે;
આગમશું રાગ વળી ધરતા, જિન આગમ જીન પુજા કરતા. હો૦
સિદ્ધાંત લખાવીને પુજે, તવ કર્મ સકળ દૂરે ધ્રુજે;
લહે કેવળ સાચુ ધરમ પામી, શુભ વિર ગણે જો વીજ.મી. હો૦

—०—

## સ્તવન. ૪

ઢાળ–રાગ સારંગ, દીપક દીલ વશીયા. એ દેશી.

સમવસણ સુરવર રચેરે, પુજા પુજ અંસેશઃ સાહિબશીવવશીયા;
રાયપસેણી સુત્રમાંરે, કરે સુરયાબ વિષેશ. સા૦ ૧
પુજયની પુજા તીમ કરીરે, કરૂં આસા પરીમાણુ. સા૦
ચાર દશા વીગળાતમારે, હિંસાએ પચખાણ. સા૦ ૨
આશ કરૂં અરિહા તણીરે, પંચ તજી અતિચાળ. સા૦
તુમ સરીખો દીઠો નહીંરે, જગમાં દેવ દયાપ. સા૦ ૩
વરસી વરસ્યા તે સમેરે, વિપ્ર ગયો પરદેશ. સા૦
સંજમ લેઈ સુખાયો કર્યોરે, લાખીણો દેઈ ખેશ. સા૦ ૪
હું પણ તે દીન કેઈ ગતીરે, કેવળી જય જીનરાજ. સા૦
સાસન દેખી તાહરૂંરે, આવ્યો તુમ શીર લાજ. સ૦ ૫
એ વ્રતથી શીવ સુખ લહ્યોરે, જિમ મહાનંદ કુમાર. સા૦
શ્રી શુભ વીર જીનેશ્વરરે, અમને પણ આધાર. સા૦ ૬

—०—

ધર્મદાસ ગણી છે સાખી. સાવક૦ ૫
એકાદશ પડિમા વહિવા, સુર ઉપસર્ગે નહિ પડિયા;
કામદેવ પ્રભુ મુખ ચડીઆ. સાવક૦ ૬
સુખકર શેઠ ગયા મુગતે, હું પણ પાંણું એ જુગતે;
શ્રી શુભ વીર પ્રભુ ભગતે. સાવક૦ ૭

---

## સ્તવન. ૮.

ઢાળ અનીહાંરે વાલોજી વાએ છે વાંસળીરે. એ દેશી.
અનીહાંરે ધુપ ધરો જિન આગળેરે,
કૃશ્નાગર ધુપ દશાંગ, શ્રેણી બલી ગુણઠાણુનીરે;
અનીહાંરે ધુપધાણું તે રયણે જડયુંરે,
ઘડયું જાત્યમય કનકાંગ. શ્રેણી૦ ૧
અનીહાંરે મુનીવર રૂપ ન દાખવેરે,
ચિતી બંધ પુરૂષની રીત. ૨
અનીહાંરે બધોદય ગુણ ઠાણે પંચમેરે,
ઉગે ખાયક શ્રેણી વદીત. ૩
અનીહાંરે સોળ સાગંતને મોળવીરે;
વચે વેરી હણ્યા લહી લાગ. ૪
અનીહાંરે નાઠા આઠે સેનાપતીરે;
નવમાને બીજે ભાગ. ૫
અનીહાંરે ગઉમાશા ભગે એ સહેરે;

અરણે નરની ગતી જાણ. ૬
અનીહાંરે રજરેખા સમ ક્રોધછેરે;
કંઠ થંભ સમાણે માન. ૭
અનીહાંરે માયા ગોમુત્ર સારખીરે;
છે લોભ તે ખંજણુ રંગ. ૮
અનીહાંરે મુનીવર મોહ તે નાસવેરે;
રહી શ્રી શુભ વીરને સંગ. અણી० ૯

---

## વસંત.

વસંત પંચમીને નક્ષતમ ખેત્ર, લગન લીઓ નીરધાર; લલના હો મેરી લલનારે, આવ્યો આવ્યો માસ વસંત, વસંતર વીવા આદર્યો હો, સો સાજન મળી તોરણુ આવે, પસુંડે માંડયો પોકાર. વસંતર વીવા० ૧ લીલા પીળા વાંસ રંગાવો ચોરી ચિતરાવો ચાર લલના; ભાવે તે દેવતા વેદ ભણે છે મંગળ ગાવે તે સાખીઓ ચ્યાર વસંત० ૨ આઠ ભવની હું નારી તમારી, શોરે હમારો વાંક. લલના; ભવો ભવની હું દાશી તુમારી, કાળો છે કામણુગારો. વસંત० ૩ નેમજી હૈયામાં ક્રોધે ભરાણા, સંસારમાં નહીં સાર લલના; રથ વાળી નેમ ગીરનારે ચાલ્યા, રોતી રહે રાજુલનાર. વસંત ૪ રાજુલ ચાલ્યાં સંજમ લેવા, જઈ ચડયાં ધડ ગીરનાર લલના કરજોડી ઉત્તમ પાયે લાગુ, સાચો છે દીન દયાલ. વસંત० ૫

# પરચુરણ નાનાં સ્તવનો.

## પદ ૧.

રહો રહોરે જાદવરાએ દોએઘડીયાં, દોએ ઘડીઆંરે આજ ચાર ઘડીયાં રહો રહોરે૦ આંકણી૦ પ્રેમકા પ્યાલા બોહોત ગશાલા, પીવત મધુરી સેલડીયાં. રહો૦ ૧ હાથશુ હાથ મીલાઈ દીયો સાહી, ફુલડાં બીછાવું સેજડીયાં. રહો૦ ૨ રાજુલ છોડી ચલે ગીરનારે દીપતા મોહન વેલડીયાં. રહો૦૩ રૂપચંદ કહે નાથ નિરંજન, મુક્તિ વધુ ગુણ શેલડીયાં. રહો૦૪

## પદ ૨.

લાગી તેરે દરસકી ખુમારીઆં, લાગી તેરે૦ ટેક૦ બાંગ ધંતુરો મુને કેફ ન ભાવે, બીન કેફે સુધ બીસારીઆંરે લાગી. ગાનકે બાન ભરી ભરી મારે, મારી માહે પ્રેમકી કટારીઆરે. લાગી ૨ તુમી તુંગી કરતાં ગયન ભઓ હે રૂપચંદ પીયા વારીવારે. લાગી ૩

## પદ ૩.

કીને દેખા અમરા સ્વામી, સ્વામીજી અંતરજામીરે. કીને ટેક. આઠ ભવકી પ્રીત પ્રકાશી, નવમે ગયા શીવ ગામીરે. કીને. ૧ સેસાવનકી કુંજ ગલનમે, ગળ્યા મુને અંતરજામીરે. કીને. ૨ આપ ચલે ગીરનારકે ઉપર નારી તારી કેવળ પામીરે. કીને. ૩ કહે નથુ પ્રભુ નેમ નગીનો, કહું છું આજ શીર નામીરે. કીને. ૪

## પદ ૪.

જુવો મારી સઈયાં, દીપે ગોડીચાજી કેવારે ટેક.
વરખડી પ્રભુ આપ બીરાજે, છાજે દેવાની દેવારે. જુવો૦ ૧
કેસર ચંદન ભરીરે કચોળાં, ભેળી સુગંધ બરાસરે. જુવો૦ ૨
આંગી રચે. મોગર જાસુસકી, પુજન કરોને નવ અંગરે. જુવો૦ ૩
નથુ કલ્પણા કવી દીપનાશ્રાવક કહે, સરધાથી સગઠીત પાવુંરે. જુવો.

## પદ ૫

લેતા જાઓરે સામળીઆ બીડી પાનનકી બીડી પાનનકીરે; પ
ડીલ જાનનકી. લેતા૦ ટેક. કથારે ચુના લવીંગ સોપારી, વા-
લી તેરે દીલ જાનનકી. લેતા૦ ૧ તાલ મ્રદંગ સરણાઈ સ-
રોદા, બાજી બની રંગ તાનનકી લેતા૦ ૨ સંસાવનકી કુંજ
ગલનમે, લાગી ઝરી શુભ ધ્યાનનકી લેતા. ૩ કહે નથુ પ્ર-
ભુ ધર્મ પ્રકાશીક, હું બલીહારી કેવળ જ્ઞાનનકી લેતા૦ ૪

## પદ ૬

ઓર બાર નહીં આવે અવસર, ઓર બાર નહીં આવે ટેક.
જ્યું જાણું તીઉં કરલે ભલાઈ, જનમ જનમ સુખ પાવે.
અવસર ૧ તન ધન જોબન સબહી જુઠો, પ્રાણ પલકમે
જાવે. અવસર૦ ૨ તન છુટે ધન કોણ કામકો, કાયકુ
કૃપણ કહાવે. અવસર ૩ જાકો દીલમે સાચ બસતહે તાકુ
જુઠ ન ભાવે. અવસર૦ ૪ આણંદઘન પ્રભુ ચલત પંથમે,
સમર સમર ગુણ ગાવે, અવસર ૫

## પદ ૭

ગઝલ--રાજુલ પોકારે નેમ પીયા કૌરી કા ઠરી, મેરે છોડકુ ચલે સુક આગશે કયા પડી; રાજુલ૦ ૧ હુઇ આશામેં નીરાશ ઉદાસીનતા ઘડી પ્યારા બસ નહીં આગેરા પ્રીતમ પીડમે પડી રાજુલ૦ ૨ અમસે રહ્યો ન જાય પ્રીતમ તુમ બીના ઘડી; રાગ લીજીયે દયાળ દયા ધર્મ આદરી. રાજુલ૦ ૩ નિશદીન તુમેગ નામ દેતે જ્ઞાનકી ઝરી, મુનીચંદ્રજીને ચરણ કમળ ચીતમે ધરી રાજુલ૦ ૪

## પદ ૮

હાંરે પ્રભુ ભજલે મેરા દીલ રાજી, આંકણી. આઠ પોહોરકી ચોસઠ ઘડીયાં દો ઘડીયાં જીન સાજીરે હાંરે૦ ૧ દાન પુન કછું ધર્મ કરલે, મોહ માયાકુ ત્યાગીરે હાંરે૦ ૨ આણંદઘન કહે સમજ સમજ લે, આખર ખોવેગા બાજીરે હાંરે૦ ૩

## પદ ૯

બીરાજો મંગલેમે, બીરાજો મંદીરમે; પ્રભુ ગોડીચા હો પારસનાથ. બી૦ ચુવા ચુવા ચંદન ઔર અરગજા, કેસરમેં ગરકાવ. બી૦ ૧ રચ્યો નેકો પ્રભુજીરે છત્ર બિરાજે, મોતડિયાં તણેરે ઝિલાટ. બી૦ ૨ ભવ સાગરમેંથી આપ પડ્યો હે, બાંહે પકડ મુજ તાર. બી૦ ૩ રૂપચંદ કહે નાથ નિરંજન; તરણ તારણ મુજ તાર. બી૦ ૪

## પદ ૧૦

કેરબા --બલાજી મેરો નેમ ચલો ગીરનાર, એકેલી જાન-

સે પ્રભો૦ રાજુલ ઉભી અરજ કરેછે, ભલાજી મેરી અ-
રજ સુનો મહારાજ. એકેલી૦ ૧ તોરણ આએ ચલે રથ
ફેરી, ભલાજીકાંતો પશુ વનકી સુની છે પોકાર. એકેલી૦
૨ સેસાવનકી કુંજ ગહનમે, ભલાજી વાંતો પંચ મહાવ્રત
ધાર. એકેલી૦ ૩ હરખચંદ પ્રભુ રાજુલ વીનવે, ભલાજી
મેરો હજો મુકતીમે વાસ. એકેલી૦ ૪

## પદ ૧૨

રાગ ભીમાશ—પ્રભુજીકે દરિસન પાયો, આજ મેં પ્રભુ
જીકો દરિસન પાયો ટેક. વંછીત પુરણ પાશ ચીંતામણી; દે-
ખત દુરીત ગમાયો. આજ૦ ૧ મોહની મુરત મહીમા સા-
ગર; કીરતી સબ જુગ છાઓ. આ૦ ૨ ભાનુ ચંદ પ્રભુ શ-
કલ સંગકુ આનંદ અધીક ઉપાયો. આજ૦ ૩

## પદ ૧૨

નિરંજન સાહીબારે સાહી, મેરા હુકમા મુજરા લેત. ટેક.
તુમ ઓ તિરથકા દેવત.રે, અમ ગીરીવરકા મોર;
રમઝુમ રમઝુમ મેહુલા બરસે, કાંઇ ઠમઠમ નાચે મોર. નિર૦ ૧
અમ શુણુ કાળી કોયલીરે, પ્રભુ ગુણ આંબા મોહોર;
ગાજરો કે બોરસે, કાંઈ ઠરને લાગ્યા ઘોર. નિરંજન૦ ૨
તુમ ઓ અગર દેવતારે, અમ કેશરકા છોડ;
કનક કચોલી લેઈ હાથમાં, કાંઇ પુજા કરૂં રંગરોલ. નિરંજન૦ ૩
તુમ ઓ મોતનકી લરીરે, અમ ગુણ ગીડા મોર;

રૂપચંદકી એહી અરજ હે, દીલભર દીલભર દરીસન દે! નિર ૪

## પદ ૧૩

આગ રહ્યો દીલ બાગમે, સુન પ્યારા જીનજી આંકણી.
સુન સુન કલીઓ તોરો ચરણે ચઢાવું, ગુણ અનંતા તોરે રાગમે.
સુન. ૧ મરૂદેવી નંદન આદીજીનેશ્વર. ખેલ અનંતા તેરા રાગમે.
સુન. ૨ રૂપચંદ કહે નાથ નિરંજન, જીહું વીકસીત વન કાગમે.
સુન. ૩

## પદ ૧૪

અબધુ સો જોગી ગુરૂ મેરા, ઉસ પદકા કરે નીવેડા. અબધુ ટેક.
તરવર એક મુલ બીન છાયા, બિન ફુલે ફલ લાગા;
સાખા પત નહી કછુ ઉનકુ ગમ્ન ગગને લાગ્ય; અ૦ ૧
તરવર એક પંછિ દોઉ બેઠે, એક ગુરૂ એક ચેલા;
ચેલેને જુગ ચુણ ચુણ ખાયા, ગુરૂ નીરંતર ખેલા. અ૦ ૨
ગગન મંડલમે અધબિચ કુવા, ઉવાં હે અમીકા વાસા;
સુગરા હોએ સો ભર ભર પીવે, નુગરા જાવે પીયાસા. અ૦ ૩
ગગન મંડલમે ગઉ બિહાની, ધરતી દુધ જમાયા;
માખન થાશો વિરલા પાયા, છાશ જગત ભરમાયા. અ૦ ૪
થડ બિન પત્ર પત્ર બિન તુંબા, બિન જીભ્યા ગુણ ગાવે;
ગાવણ વાલેકુ રૂપ ન રેખા, સદગુરૂ સોહી બતાવે. અ૦ ૫
આતમ અનુભવ બિના નહી જાને, અંતર જોત જગાવે;
ઘટ અંતર પરખે સોહી મુરત, આનંદઘન પદ પાવે. અ૦ ૬

## પદ ૩૫

રાગ સામેરી —કુમકુમને પગલે, પધારો રાજ કુમકુમને પગલે ટેક. સંસાર છોડી સંજમ આદરવા, દાન દીધાં ઢગલે. પધારો. ૧ સીબીકા દેવી સહુમ પુરૂષલે, પ્રભુ બેશી ફરો સઘલે. પધારો. ૨ વન જઈ પ્રભુ દીક્ષા લીની, ઉપજે ગ્યાન ચોથું ડગલે પધારો ૩ કરમ ખપાવી કેવળ લીધું, મોક્ષે પોહોચવા તે તો એક ગજલે. પધારો. ૪ નથુ કલ્યાણુકે ક ચેતનને, તું તો એવા પ્રભુ ભજલે, પધારો. ૫

## પદ ૬૬

અંતર મેલ મીટગો નહી મનકો, ઉપર તન કયા ધોવારે. અંતર૦ ટેક. શોભ શણુગાર સજીરે શરીરપર, મુખડા કાચમેં જોયારે. અંતર૦ ૧ અગર અતર અબીલ અરગજા, ગંદી દેહ સંગ ભોલ્યારે અંતર૦ ૨ સરસ હાર કરી તનને પોસે, તીરીઆ પલગપર સોયારે. અંતર૦ ૩ કહે જીવદાસ જે અક્ષય અમરપદ જગ નીરખ્યા તજ રોયારે. અંતર. ૪

## પદ ૬૭

બલીહારી જાઉં વારી, મહાવીર તારી સમેવરસણુરી, બલીહારી આંકણી. ત્રણ ગઢ ઉપર તખ્ત બીરાજે, બેઠી છે પુરખદા વારી. મહા૦ ૧ વાણી જોજન સહુ કોઇ સાંભળે, તાર્યાં છે નારને નારી ૨ આનંદઘન પ્રભુ એણી પેરે બોલે; આવા તે ગમન નીવારી મહા૦ ૩

## પદ ૧૮

સમર સમર જીયા શ્રીનવકાર; એ પદ તો તેરો કાજ સુધા- રે સબી; પાવે ભવ જલકો તું પાર. સમર૦ દેવ ધર્મ ગુરૂ દ્રઢ કરી સેવોએ. કદિય ન હોય તેરી હાર સમર૦ ૨ તપ જપ સંજમ સાર ખજાનો, બન્યો ખરચી લીજયોજી એહી લાર. સમર૦ ૩ અરજુન માળી અરૂગજ સુકમાલકુ તુરંત દીયો હે મુગ તાર સ૦ ૪ સમકીત સેજકુ પીલ રહ્યો હે હગો કરી હું સુમતા ધારનાર. સ૦ ૫ કહેણુકું જીનદાસ ઊતાવળો, કરણેકું ભડો હે ગમાર. સમર૦ ૬

## પદ ૧૯

હાંરે હું તો મોહીરે લાલજીના મુખડાને મટકે, ટેક. નયણું રસાળાને વયણુ સુખાળા, ચીતકુ લીધુ ચટકે; પ્રભુજી સાથે ભક્તી કરતાં, કરમ તણી કસ તટકે. હાંરે૦ ૧ મુંજ ગન લોભી ભમર તણી પેરે. જિન ગુણ કમળે અટકે; રત્ન ચીં- તામણી મુકી રાચે, કહો કોણ કાચને કટકે, હાંરે૦ ૨ એ જિન થુણતાં ક્રોધાદીક જે, આસપાસથી પટકે, કેવળ ના- ણી બહુ સુખ દાણી, કુગતી કુગતીને પટકે હાંરે૦ ૩ એ જિનને જે દીલમાં ન આણે, તેતો ભુલ્યા ભટકે; હાંરે૦ ૪ મુરત સંભવ જીનેશ્વર કેરી, જોતાં હઇડું હરખે; નીત લાભ કહે પ્રભુ કીરત મોટી, ગુણ ગાઊ હું લટકે હાંરે૦ ૫

## પદ ૨૦

પ્રભુ પાસ ચીંતામણ મેરો, હાંરે પ્રભુ૦ ટેક. મીલ ગયો હીરો

નેમીટ ગયો ફેરો, નામ જપું નિત તેરોરે. પ્રભુ. ૧ પ્રીત લગી મેરી પ્રભુસે પ્યારી. જેસો ચંદ ચકોરોરે પ્રભુ આનંદઘન પ્રભુ ચરણ શરણ હે બાત દીયો મુક્તિ કો ડેરોરે પ્ર ૩

## પદ ૬૧

મારો મુજરો માનીને લીજેરે ગોડીરાયો, અરજ સુણોને મારો મુજરો માનીને લીજે. ટેક. મુજ સેવકપર કીરપા કરીને દીલભર દર્શણ દીજે ઓ ગોડીરાયે—અરજ. ૧ તુમ અ વીનાશી અંતર પ્રશીયો, તુમ દીલમાં પરતીજે. ઓ ગોડી. રાયે અરજ. ૨ રૂપ વીબુધનો મોહન ભણે, પય હડીને પ્રણમીજે. ઓ ગોડીરાયે—અરજ. ૩

## પદ ૬૨

પ્રીત સરવથી ન્યારી, હોજી તમારી રીત સરવથી ન્યારી આંકણી. મુઠી બાકુળ માટે પ્રભુ રીઝયા, ચંદન બાળાને તારી હો ૨ ચંદકોશીયો ગયો દેવલોક, કરણી તે કેઈ સુધારી. હો ૩ સુરસરીના વાલા રસીક શીરોમણ, ચરણ કમળ બલી. હારી. હો૦ ૪

## પદ ૬૩

મુખડલાને મટકે, હેજી તમારા મુખડલાને મટકે આંકણી અધુર પ્રવાળી હશીને જુઓછો, મન હરી લ્યોછો લટકે. હો. ૧ ભ્રગુટી બાણ મારોછો મોહોના કાળજાં વચે ખટકે. હો. ૨ વશીકરણ વિધા વસાવો છો નેણમાં, તુમ ચરણે

પ્રીત અટકે હો. ૩ સુરસશીના વાલા રશીક શીરોગણુ લો૦ હેરૂં આવે છે નેમ ચટકે. હો. ૪

## પદ ૨૪

ધન ધનરે ચોઘડીયું મારે આજનુંરે, મેં તો મુખડું જોયુ જીનરાજનુંરે. ધન૦ ૧ ટેક. વાલાના વદનપર વારી કોટીક ચંદ્રમારે, પ્રભુને નીશદીન વંછુછું ખમારે. ધન૦ ૨ પ્રભુનું મુખડું જોતાંરે રઢ લાગશેરે, દુખ જનમમરણનુ ભાગશેરે ધ.૩ વાલો ગનનાં માન્યાં તે સુખ આપશેરે, કરી પોતાનો અખેપદ થાપશેરે. ધન ધનરે૦ ૪ ગાઓ ગીત ગ્યાન તાન સહુ સોભાગ્ય ભણુંરે સુરસશીને સદાએ વધામણુંરે ધન ધન૦ ૫

## પદ ૨૫

તમારા મુખડા ઉપર વારી લાલ લટકાળા; લટકે ચંદનબાળા તારી લાલ લટકાળા. સુળીનું સિંહાસન કીધું લાલ લટકાળા ત્યાં ઉગરયો સુંદરસેન રાજા લાલ લટકાળા ચરણે ચંદકોશીયો ડશીયો લાલ લટકાળા. તેતો દેવ લોક જઈ વશીયો લાલ લટકાળા. એવી રીત તમારી ન્યારી લાલ લટકાળા. તમને સુરસસી બલીહારી લાલ લટકાળા.

## પદ ૨૬

કીરપા કરોની આદીશ્વર બાવા, કેસા ધ્યાન લાગ્યાહે. કીરપા૦ ટેક. કર ઉપર કર અધીક બિરાજે, આશા નગર જીમાયા હે કીરપા૦ ૧ ગમના ગમની વાત ન સાચી શિ

વરમણીકુ ધાયાહે. ક્રીરપા૦ ૨ આપ તરે ઔરનકુ તારે, એ-
ઈ બીરૂદગ આયાહે. ક્રીરપા૦ ૩ પ્રેમ પદારથ ઇછા પુરે,
શાંતી કુશળ ગુણ ગાયાહે. ક્રીરપા૦ ૪

## પદ ૨૭

પંથીડા પંથ ચલેગો પ્રભુ ભજલે દિન ચ્યાર, પંથી-
ડા૦ ૧ બાળપણો આયો ખેલ ગમાયો, યૌવન ગાયા જાલ
પંથીડા૦ ૨ બુઢાપણો આયો, ધરગ ન પાઓ, ફ્રી પીછે પ-
સ્તાય. પંથીડા. ૩ દયા મયા કર પારસ મગરી, અબ તે-
રા આધાર પંથીડા૦ ૪

## પદ ૨૮

ગ્યાનીરે મેરે ગ્યાનીરે, ચાલો ક્રીતાબ સુણવા ગ્યાની,
ગ્યાનીરે રંગ લગ્યોરે ચાલો-
તુમ વાણી અમ્રતસેં જાણી, ઈક્ષાંગ મધુસે ભરાણીરે. ચા૦
વાણી ગુણ પાંત્રીસ બીરાજે, ચોત્રીસ અતીશય જાણીરે. ચા૦
જીવ અજીવ ઔર તત્વ બતાવણા, મોક્ષ મારગડો દીખાવનારે
મીથ્યા તીમરકુ દુર હઠાવના, ગ્યાન પ્રમોદ બતાવનારે ચા૦
ઐતરશી વાણી દીજીએ હમકુ ચતુર કુશળ શુભ ધ્યાનીરે. ચા૦

## પદ ૨૯

ગઝલ--રાજુલ કહે નાથ ગયે સાત પરહરી, નહી અ-
રજ મેરી ગરજ કછુ દીલમેં ધરી. રાજુલ૦ ૧ તેરે દરસકી અ-
ભ્રં તરશી દેખું મહેલપર ચઢી, દેખી નાથ સાથ જાન મ

ગી આખીયાં ઠરી. રાજુલ૦ ૨ આગો તોરસને ફીરીઓ રથ શામને ફરી, કીની પસુવનપે મહેર કેર આપે કયા કરી. રાજુલ૦ ૩ આઠ ભવકી જાણી રીત દીલમેં ન જરી, આએ નવમ ભવ જોગ ભોગ ગએ બીસરી. રાજુલ૦ ૪ છોડી રાજુલ ગીનાર લીની શીવ વધુ વરી, કહે શ્રુત પ્રભુદાસ ચીત ચરણુસે ધરી. રાજુલ૦ ૫

## પદ ૩૦

સમેતશીખર ચાલો જઈએ મોરી સજની, સમેત શીખર ચાલો જઈએ. ટેક. દેશ દેશકે જાત્રા આવે, અતિ સુખ અતિ સુખ ચાહીએ મારી સજની૦ ૧ વીસ ટુંકે વીસ જીનેશ્વર, વંદીને પાવન થઈએ. મારી સજની. સમેત૦ ૨ ગન વચ કાયા પ્રદક્ષણા દે કર, મુક્તિ પરગ પદ પાઈએ. મારી સજની. સમેત૦ ૩

## પદ ૩૧

બિહાગ—શીયળ નીત પાળો પ્રાણી શીયળ ધરમકો મુળરે શીયળ૦ ટેક શીયળ સતી સીતાએ પાળ્યો, અગ્ની કુંડ ભ- યો પાણીરે શીયળ૦ શીયળ સતી સુભદ્રાએ પાળ્યો ચાયણીમેં ભર લીઓ પાણીરે. શીય૦ ૨ શીયળ શેઠ સુદરસને પાળ્યો, સુળી થઈ સીંગાનરે. શીયળ૦ ૩ દાન શીયળ સંજમ વૃત પા- ળ્યા, શીયળ સુખ આવ્યા દાનીરે શીયળ૦ ૪

## પદ ૩૨

આજકી આંગી જોર બની ગોડી પાસ જીનેશ્વરકે અંગકી ટેક. કેસર ચંદન ચરચુ અંગે, બીચ ગાંઠી બુટી ગુલાબનકી. આજકી૦ ૧ ચંદ્ર જોત તેરો મુખડે બીરાજે તેરે બદનોકી જાઉ બલીહારી. આજકી૦ ૨ કહે ગલુકચંદ એ પ્રભુ સાચો પુજા કરો એ જીનેશ્વરકી આજકી૦ ૩

## પદ ૭૩

મીલાવના મીલાવના મીલાવનારે ગોડીજીકા દરસન મીલાવના. ટેક. અનુભવ મેવા ભજલે પ્રભુજી, ઉનમાહે દરીશ દેખાવનારે. ગોડીજી૦ ૧ અંતરયામી અંતર ન રાખો, દો દરીસન સુખ પાવનારે. ગોડીજી૦ ૨ રામ વીબુધ કહે જિન પ્રભુ પ્યારા, તનકા તાપ મીટાવનારે. ગોડીજી૦ ૩

## પદ ૭૪

મુરત મોહન ગારી જીનંદા તોરી મુરત મોહન ગારી. આંકણી દરીશન તોરો માકુ દરીશન દેત, ઉનકી મેં બલીહારી જીનંદા૦ ૧ હરીહર બ્રહ્મા મોરે દીલ ન આવત, લાગત એ મોએ પ્યારી. જીનંદા૦ ૨ ત્રીસલા માતા મલારજ ગાવે પાવત શીર પદ ગારી જીનંદા૦ ૩

## પદ ૭૫

ધન ધન આજુનો દીન રળીઆમણોરે, સુરજ સોનાનો ઉગ્યો સોભાગણોરે. ધન ધન૦ ટેક. વહાણું વાતાં પ્રભુને નમ્યોરે, જીનરાજ તે મહારે મન ગમ્યોરે. ધન૦ ૧ નવ

મહ સગા થયા મારે આજથીરે, વળી દશા તે શ્રી જીન-
રાજથીરે. ધન૦ ૨ મુખ જોતાં તે દુખ સરવે ગયુંરે. વા૦
લાનુ ધ્યાન સદા ચીતમાં રહ્યુંરે. ધન૦ ૩ આપી સેવા તે
શુદ્ધ મનથી ખરીરે, સુરસશી ઉપર કરૂણા કરીરે. ધન
ધન૦ ૪

## પદ ૭૬

મારે આજ આણંદ વધામણાંરે, હું તો લેઉરે વાહા-
લાજીનાં ભામણાંરે, મારે આજ આણંદ વધામણાંરે. ટેક.
મુને દાસ પોતાનો જાણીયોરે, આથડતાં ઠેકાણે આણીયોરે
મારે૦ ૧ આપ્યું દરસન જે દુર્લભ દેવનેરે, મુને કીધું તુ
રેહેને મારી શેવમાંરે. મારે૦ ૨ એવો દીધો ભરૂસો
સાચા ગુરૂરે, પ્રભુ વીના જગમાં મીથ્યા સહુરે. મારે૦ ૩
મહેર કરીને માહરા મનમાં રમ્યારે, સુરસશીને જીનરાજજી
ગમ્યારે. મારે૦ ૪

## પદ ૭૭

કેરબો—દેખોરે જીનંદા પ્યારા, પ્યારા જીનંદા ભગ-
વાન. દેખો. આંકણી. સુંદર રૂપ સ્વરૂપ બીરાજે, જગનાયક
ભગવાન. દેખો. ૧ દરશ સરશ નિરખો જીનજીકો દાએક
ચતુર સુજાન. દેખો. ૨ શોક સંતાપ મીટયો અબ મેરો,
પાયો અવીચળ ભાણ. દેખો૦ ૩ સફળ ભઈ મારી આજ-
કી ઘડીયાં સફળ ભયો નેણ પ્રાણ. દેખો૦ ૪ દરીશન દેખ

મીટગૈ દુખ મેરો, આનંદઘન ઉપકાર. દેખો૦ ૫

## પદ ૩૮

તું જગમાંહી દીવો, પ્રભુજી, તું જગમાંહી દીવો. ટેક. તીન જગત કે ભાવ પ્રકાશત, કબુએ ન પવન ન છીવો. ઓ પ્રભુ૦ તુમ નહીં જંગવાહ અનુપગ, તેલ કપુર ન પીવો, ઓ પ્રભુ૦ ૨ દેવ વિજય પ્રભુ ચરણુ સરણુકે ભોત બરસ ચરણુ જીવો. ઓ પ્રભુ૦ ૩

## પદ ૩૯

અજબ જોત મેરે જીનકી, તુમ દેખો માઇ અજબ જોત મેરે જીનકી. ટેક. ચંદ્ર સુરજ કોડ એકઠા કીજે, હોડ ન આવે મેરા પ્રભુકી. તુમ૦ ૧ જગમગ જોત જડાવકા ગેણુા, શોભા લીલા વરણુકી તુમ૦ ૨ હીરવીજે પ્રભુ પાસ સંખેશ્વર, આશા પુરો મેરે મનકી. તુમ૦ ૩

## પદ ૪૦

રાગ કાફી—ખતરાં દુર કરના દુર કરના. એક ધ્યાન પ્રભુકા ધરના. ખતરાં દુર કરના૦ ટેક. જબલગ પાંચો નીરગળ કરના, તબ લગ જીન અનુસરના. ખતરાં૦ ૧ ક્રોધ માન માયા પરીહરના, સમકીત સુખ ધરના ખતરાં૦ ૨ ધન કંચનકુ કહો કયા કરના, આખર એક દીન મરના. ખતરાં ૩ જ્ઞાન ઉદ્યોત પ્રભુ પાએ પરના, શીવ સુંદર વરના ખતરાં૦ ૪

## પદ ૪૧

ચેતન કાચીરે મીટીકા ડેરા. ટેક. પડ ગયા સુરખી ખર ગયા ડેરા; લોક કહે ઘર મેરારે. ચેતન૦ ૧ ઉપર પટ તે સુખણુ સોહે, ભીતર ખાતર અંધેરારે. ચેતન૦ ૨ જુઠા કાઠ કઠા દુનિઆમે, જુઠા તન ધન મેરારે. ચેતન૦ ૩ એઈ આરજ તું કરસે ભાઈ, એ જગડો નહીં તેરારે. ચેતન૦ ૪ નત્રસ કહે છીન છીન મત બીસરો, આપના કરલ્યો સવેરારે, ચેતન૦ ૫

## પદ ૪૨

આજ ઘેર પ્રભુ પધાર્યા, કીજે મંગલ ચ્યાર આજ૦
પહેલે મંગલ પ્રભુજીને પુજુ, ઘશી કેસર ઘનસાર આજ૦ ૧
બીજે મંગળ આગર ઉખેવું, કંઠે ઠવું ફુલહાર. આજ૦
ત્રીજે મંગળ આરતી ઉતારૂ, ઘંટ વજાવું રણકાર. આજ૦ ૨
ચોથે મંગલ પ્રભુ ગુણ ગાઉં, નાટીક થેઈ થેઈકાર. આજ૦
રૂપચંદ કહે નાથ નિરંજન, ચરણ કમળ જાઉં વારી. આજ૦ ૩

## પદ ૪૩

સોવે સોવે સારી રેન ગુમાઇ, બહેરન નીદ્રા તું કહાંસે આઇ. સોવે૦ આંકણી. નીંદ્રા કહે મેં બાળી ભોળી બડે બડે મુનીજનકું નાખું ઢોળી. સોવે. ૧ નિંદ્રા કહે મૈં જમકી દાસી, એક હાથમે મુક્તિ ઓર દુસરે હાથમે ફાંસી સોવે૦ ૨ સમય સુંદર કહે સુનો ભાઈ બદનીઆ, આપ મુવે સારી ડુબ ગઇ દુનિયાં. સોવે૦

## પદ ૪૪

(તીરથની આશાતના૦ વીર કુંવરની વાટડી૦—એ રાહ.)

મલ્લિ જીનેશ્વર મુરતી મનોહારી, હાંરે. મનોહારી રે મનોહારી; હાંરે ધર્મ ધોરી હૃદયમાં ધારી. એ ટેક. ભુવન ગગનમાં આપછો વીભુ ભાનું, હાંરે માંહી મંડળ મંડન માનું આવલોકો અધીપ. મલ્લિ જીનેશ્વર. ૧ વદન શરદનો ચંદ્રમા ચીત ધાર્યો; હાંરે નાથ કર્મ કલંક નીવાર્યો, બળને ભુપાળ. મલ્લિ જીનેશ્વર૦ ૨ ચર્ણ કમળથી ચાકીને ચીત માંહી, હાંરે જાય કમળ સરોવર જ્યાંહી; દેખ દાસ દયાળ. મલ્લિ જીને-શ્વર૦ ૩ તેજ તણો પુંજ એકઠો આંહી આવ્યો, હાંરે. સુર્ય સરસાઈ કરતો હાર્યો, કરે સમુદ્રમાં પાત. મલ્લિ જીનેશ્વર. ૪ વિશ્વ વિભુ પરો દાસની હીસ અરજી, હાંરે. પ્રભુ પદની "પ્રવર્તક" ગરજી, દેજો ગ્યાન દાન. મલ્લિ જીનેશ્વર૦ ૫

---

## થોયો.

સંખેશ્વર પાસજી પુજીએ, નરભવનો લાહો લીજીએ;
મનવંછીત પુરણ સુરતરૂ, જય વામા સુત અલવે સરૂ. ૧
દોય રાતા જીનવર અતિ ભલા, દોય ધોળા જીનવર ગુણ નીલા;
દોય લીલા દોય શામળ કહ્યા. સોળે જીન કંચન વર્ણ લહ્યા. ૨
આગમ તે જીનવરે ભાખિઓ, ગણધર તે હઈડે રાખીઓ;

તેહનો રસ જાણું શાખીઓ, તે હુવો શીવ સુખ માગીઓ ૩
ધરણીધર રાય પદ્માવતી, પ્રભુ પારશ્વ તણા ગુણ ગાવતી;
સહુ સંઘના સંકટ ચુરતી, નય વિમલ વંછીત પુરતી. ૪

—૦—

## પંચ તીરથંકરની થોયો.

કલ્યાણ કંદં પઢમ જીણંદં શાંતિ તહો નેમી જીણંદં મુણીંદં
પાસં પયાસં સુગુણી કઠાણું ભતિય વંદે શ્રી વધમાણં. ૧
અપાર સંસાર સમુદ્ર પારં પતા રીવંદીતુ સુભઇ સારં
સવે જીણંદા સુરવૃંદ વંદા. કલ્યાણ વલી ન વીસાલ કંદા. ૨
નીવાણ મગે વરયાન કપં પણા સયા સેસસું કુવાઇ દપં;
મય જીણાણ સરણં બુહાણં, નમાગી નીચતી જગ પહાણં ૩
કુદીંદુ ગોખીર તુસાર વંના, સરોજ હથા કગલે નીસંનાં;
વાગેસરી પુથ યવગ હથા, સુહાયસા હમ સયા પસયા. ૪

—૦—

## અથ પજુસણની થોયો.

સતરભેદી જીન પુજા રચીને, સનાત્ર મહોત્સવ કીજેજી;
ઢોલ દદામા ભેરી ને ફેરી, ઝલરી નાદ સુણીજેજી;
વીર જીન આગળ ભાવના ભાવી, માનવભવ ફળ લીજેજી;
પરવ પજુસણ પુરવ પુન્યે, આવ્યાં એમ ગણીજેજી. ૧
માસ પાસ વળી દશમ દુવાલસ, ચતારી આઠ કીજેજી;
ઉપર વળી દશ દોય કરીને, જીન ચોવીશ પુજેજી;

વડા કલપનો છઠ કરીને, વીર ચરીત્ર સુણીજેજી,
પડવેને દિન જનમ મહોત્સવ, ધવળ મંગળ વરતીજેજી. ૨
આઠ દીવશ લગે અગર પળાવી, અઠમનો તપ કીજેજી,
નાગકેતુની પરે કેવળ લહીએ, જો શુભ ભાવે રહીએજી;
તેલાધર દીન ત્રણ કલ્યાણક, ગણધર વાદ વદીજેજી,
પાસ નેમીશર અંતર ત્રીજે, રીખભ ચરિત્ર સુણીજેજી. ૩
બારસેં સુત્ર ને સમાચારી, સંવત્સરી પડીકમીએજી,
ચૈત જુહાર વીધીશુ કીજે, સકળ જંતુને ખામીજેજી;
પારણાને દિન સ્વામીવત્સળ. કીજે અધીક વડાઈજી,
માનવિજય કહે સકળ મનોરથ, પુરે દેવી સીધાઈજી. ૪

---

ચીંતામણી ચિંતા ચુરશે, આદેશર આશા પુરશે;
શાંતીનાથની શેવા જે કરે, જે જોઇએ તે આવી મળે. ૧

---

## અથ સીધચક્રની થોયો.

જીન શાશન વંછીત, પુરણ દેવ રસાળ;
ભાવે ભવી ભણીએ, સીધચક્ર ગુણ માળ;
ત્રીહુ કાળે એહની, પુજા કરે ઉજમાળ,
તે અમર અમર પદ, સુખ પામે સુવિશાળ. ૧
અરીહંત સીધ વંદો, આચારજ ઉવઝાય,
મુની દરશણ નાણ, ચરણ તપ એ સમુદાય;
એ નવ પદ સમુદીત, સીધચક્ર સુખદાય,
એ ધ્યાને ભવીનાં, ભવ કોટી દુખ જાય. ૨

આસો ચૈતરમાં, શુદી સાતમથી સાર,
પુનમ લગી કીજે નવ આંબીલ નીરધાર;
દોય સહસ ગણેવું, પદ સમ સાડા ચાર,
એકાશી આંબીલ તવ આગમ અનુસાર. ૩
શ્રી સીધચક્ર શેવક, શ્રી વીમલેસર દેવ,
શ્રીપાળ તણી પેરે, સુખ પુરે સ્વયમેવ;
દુખ દોહગ નાવે, જે કરે એહની સેવ,
શ્રી સુમતી સુગુરૂનો, રામ કહે નીત મેવ. ૪

---

## બીજની થોય.

દીન સકળ મનોહર, બીજ દીવસ સુવીશેશ,
રાય રાણા પ્રણમે, ચંદ્ર તણી જીહાં રેખ;
તીહાં ચંદ્ર વીમાને, સાસ્વતા જીનવર જેહ,
હું બીજ તણે દીન, પ્રણમું આણી નેહ. ૧

---

## પાંચમની થોય.

શ્રાવણ સુદી દીન પંચમીએ, જનમ્યા નેમ જીણંદતો,
શ્યામ વરણ તનુ શોભતુંએ, મુખ સાદરકો ચંદતો;
સહસ વરસ પ્રભુ આવખુંએ, બ્રમચારી ભગવંતતો,
અષ્ટ કરમ હેલે હણીએ, પોહોચ્યા મુગતી મહંતતો.

---

## આઠમની થોય.

મંગલ આઠ કરી જસ આગળ ભાવ ધરી સુર રાજજી;
આઠ જાતના કળસ ભરીને, નવરાવી જીનરાજજી;
વીર જીનેશ્વર જનમ મહોછવ, કરતાં શીવ સુખ સાધેજી,
આઠમનો તપ કરતાં અમ ઘેર, મંગળ કમળા વાધેજી. ૧

## એકાદશીની થોય.

એકાદશી અતી રૂઅડી, ગોવિંદ પુછે નેમ;
કીણ કારણ એ પરવ માટું, કહોને મુજશુ તેમ;
જીનવર કલ્યાણક અતિ ઘણાં, એકસોને પચાસ;
તેણે કારણ એ પરવ માટું, કરો મન ઉપવાસ.

## સીધ ગીરીની થોય.

શ્રી શેત્રુંજો તીરથ સારો, ગિરીવરમાં જેમ મેરૂ ઉદારો;
ઠાકોર રામા પારો, મંત્ર માંહી નવકારજ જાણું;
તારામાં જેમ ચંદ્ર વખાણું, જળચર જળમાં જાણું;
પંખીમાં ઉત્તમ જેમ હંસ, કુળ માંહી જેમ રીખભનો વંશ;
નાભી તણો એ અંશ, ખેમાવંતમાં શ્રી અરીહંત,
તપસુરામાં મહામુનીવંત, સેતરૂંજે ગયા ગુણવંત. ૧

પુંડર ગિરી મહીમા, આગમમાં પરસીધ,
વિમળાચળ ભેટી, લહીએ અવીચળ રીધ,

પંચમ ગતી પોહોત્યા, મુનીવર ક્રોડા કોડ;
એણ તીરથે આવી, કર્મ વીપાતક છોડ. ૧

---

આદિ જીનવર રાયા, જાસ સોવન કાયા,
મરૂદેવી માયા, ધોરી લંછન પાયા.
જગત સ્થિતિ નિપાયા, શુભ ચરિત્ર પાયા:
કેવળ સિરિ રાયા, મોક્ષ નગરે સધાયા. ૧

---

રૂષભ ચંદ્રાન વંદન કીજે, વરિષેણ દુઃખ વારેજી;
વર્ધમાન જીનવર વળી પ્રણમો, શાશ્વત નામ એ ચ્યારેજી;
ભરતાદિક ખેત્રે મળી હોવે, ચ્યાર નામ ચિત્ત ધરેજી,
તેણે ચ્યાર એ સાશ્વત જીનવર, નમીએ નીત્ય સવારેજી. ૧

---

પ્રહ ઉઠી વંદુ, રીખભદેવ ગુણવંત:
પ્રભુ બેઠા સોહીએ, સમવસરણ ભગવંત;
ત્રણ છત્ર બીરાજે, ચામર ઢાળે ઈંદ્ર,
જીનના ગુણ ગાવે સુરનર નારી વૃંદ. ૧

---

## શ્રી મંદીરજીનની.

શ્રી સીમંધર જીનવર, સુખકર સાહેબ દેવ
અરીહંત સકળની, ભાવ ધરી કરૂં સેવ;
સકળ આગમ પારક, ગણધર ભાષીત વાણી,
જયવંત આણા જ્ઞાન વીમળ ગુણ ખાણી. ૧

---

માહા વદી ચૈત્રમાં મંદીરસ્વામી, સોનાનું સિંહાસનજી;
રૂપાનું ત્યાં છત્ર બિરાજે રત્ન મણીનાં દિવા ચારજી,
કુમકુમ વરણી ત્યાં ધુમળી બિરાજે, મોતીના અક્ષર સારજી;
ત્યાં બેઠા શ્રી મંદિર સ્વામી, બોલે મધુરી વાણીજી.
કેસર ચંદન ભર્યાં કચોળાં, કસ્તુરી બરાસોજી;
પેહેલી પુજા મારી હોજો, ઉગમતે પ્રભાતેજી. ૧

---

પાસ જીણંદા વામાનંદા, જબ ગભે ફળી;
સુપનાં દેખે અર્થ વિશેષે, કહે ગગવા મળી.
જીનવર જાયા સુર ફુલરાયા, હુઆ રમણી પ્રિયે;
નેમે રાજી ચિત્ત વિરાજી, વિલોકત વ્રત લીએ. ૧



# સઝાયો.

## रात्रीभोजननी सज्झाय.

પુન્ય સંજોગે નરભવ લાધ્યો, સાધો આતમ કાજ;
વિભીચારસ જાણો વીખ સરીખો ઇમ ભાખે જીનરાજરે.
પ્રાણી રાત્રી ભોજન નિવાર આગમ વાણી સાચી જાણી;
સમકીત ગુણ સહી નાંણીરે, પ્રાણી      આંકણી
અભક્ષ બાવીસમે રયણી ભોજન દોષ કહ્યા પરધાન;

તેણે કારણુ રાતે ગત જીમો, જો હુવે ઇછીડે સાનરે પ્રા૦
દાન સ્નાન આયુધને ભોજન, એટલા રાતે ન કીજે;
એ કરવું સુરજની સાખે નીત વચન સગકીજેરે. પ્રા૦ ૨
ઉતમ પસુ પંખી પણ રાતે, ટાલે ભોજન ટાણો;
તુમતો મનથી નામ ધરાવો, કીમ સંતોષ ન આણોરે. પ્રા૦ ૩
માંખી જુ કીડી કોલીઆવડો, ભોજનમાં જો આવે;
કોઢ જલોધર વમન વીકલતા, એહવા રોગ ઉપાવેરે. પ્રા૦ ૪
છનુ ભવ જીવ હત્યા કરતાં, પાતીક જેહ ઉપાયો;
એક તલાવ ફોડતાં તેટલો, દોખણુ સુગુરૂ બતાયોરે. પ્રા૦ ૫
એકડોતેર ભવ સર ફોડયા સમ, એકદવ દેતાં પાપ;
આઠસોતર ભવ દવ દિધા જીમ એક કુવણજસંતાપરે. પ્રા૦ ૬
એકસોને ચુંવાલીસ ભવ લગે, કુવણજના જે દોખ;
કુડો એક કલંક દીયંતાં, તેહવો પાપનો પોખરે. પ્રા૦ ૭
એકસો એકાવન ભવ લગે દિધાં કુડાં કલંક અપાર;
એકવાર સિલ ખંડયા જેહનો, અનરથનો વીસ્તારરે. પ્રા૦ ૮
એકસો નવાણું ભવ લગે, ખંડયાં સીલ વિખય સંબંધ;
એક રાત્રીભોજન તેહવો. કર્મ નીકાચીત બંધરે. પ્રા૦ ૯
રાત્રીભોજન દોખ ઘણા છે, સ્યો કહીએ વિસ્તાર;
કેવલી કેહેતાં પાર ન આવે, પુરવ કોડી ગજારરે. પ્રા૦ ૧૦
રાત્રે નિત ચોવિહાર કરીને, શુભ પરીણામ ધરીજે;
માસ માસે પાસખમણનો, લાભ ઈણીપેરે લીજેરે. પ્રા૦ ૧૧
મુનિ વસતાની એ શીખામણ, જે પાળે નરનારી;

સુરનર સુખ વિલસીને તેહને, મોક્ષતણા અધિકારીરે. પ્રા૦ ૧૨



# ઇલાચી પુત્રની સજ્ઝાય.

નામ ઈલા પુત્ર જાણીએ, ધનદત્ત શેઠનો પુત્ર;
નટડી દેખીને મોહીઓ, નવ રાખે ઘર સુત્ર.
કરમ ન છુટેરે પ્રાણીઆ, પુરવ નેહ વીકાર;
નીજ કુળ છંડીરે નટ થયો, નાણી શરમ લગાર. કરમ૦ ૨
એક પુર આવ્યોરે નાચવા, ઊંચો વાંસ વીશેશ;
તીહાં રાય જોવારે આવીયો, મળીયા લોક અનેક. કરમ૦ ૩
દોય પગ પેહેર્યારે પાવડી, વાંસ ચડ્યો ગજ ગેલ;
નીરધારા ઉપર નાચતો, ખેલે નવ નવા ખેલ. કરમ૦ ૪
ઢોલ બજાવેરે નટવી, ગાવે કીંનર સાદ;
પાયતલ ઘુઘરારે ઘમઘમે, ગાજે અંબર નાદ. કરમ૦ ૫
તીહાં રાય ચીતમેંરે ચીંતવે, લુબ્ધો નટવીને સાથ;
જો નટ પડેરે નાચતો, તો નટવી મુજ હાથ. કરમ૦ ૬
દાન ન આપેરે ભુપતી, નટ જાણે નૃપ વાત;
હું ધન વંછુંરે રાયનો રાય વંછે મુજ ઘાત. કરમ૦ ૭
તવ તીહાં મુનીવર પેખીઓ, ધન ધન સાધુનીરાગ;
ધિક ધિક વિષીયારે જીવને, એમ પામ્યો વઈરાગ. કરમ૦ ૮
થાળ ભરી શુદ્ધ મોદકે, પદમણી ઉભેલાં બારણે

સે। લે। કેહેછે લેતા નથી, ધન ધન મુની અવતાર કરમ૦ ૯
સંવર ભાવેરે કેવળી, થયે। મુની કર્મ ખપાય;
કેવળ મહીમાજી સુર કરે, લખ્ધીવીજે ગુણ ગાય. કરમ૦ ૧૦

## સાખીઓ.

વીર જીનેશ્વર સાહીબે।, ભમિયે। કાળ અનંત;
પણ સમકિત પામ્યા પછી, અંતે થયા અરીહંત. ૧
જગમાં તીરથ દે। વડા, સેત્રુંજો ગીરનાર;
એક ઘડ રિખવ સમોસર્યા, એક ઘડ નેમ કુમાર. ૨

# ગાવાનાં ગીતો.

## સાત વાર.

આદીતે અરીહંત અમ ઘેર આવોરે;
મારા સ્યામ સલુણા નેમ, દીલમાં લાવોરે. ૧
સોમે તે શુભ શણુગાર, સજીએ અંગેરે;
મારા જુગજીવનની સાથ, રમવું રંગેરે. ૨
મંગળ શુભ દીન આજ, મંગળ ચારૂરે;
કાંઈ નવ ભવ કેરા સ્નેહ, હું સંભારૂંરે. ૩
બુધ ઘેર આવો નાથ, બુદ્ધિના બળીઆરે;

પ્રભુ એક સેહને આઠ લક્ષણ ભરીઆરે. ૪
ગુરૂ ગીરવા ગુણવંત, શીવા દેવીનારે;
કાંઇ સમુદ્રવીજય કુળચંદ, નેમ નગીનારે. ૫
શુક્ર સેહેસાવન, ચાલો સુજનીરે;
ગારે સમય થયો પરભાત, વીતી રજનીરે. ૬
શનીશર સંજમ લીધ, પ્રીત વધારીરે;
દોનુ પામ્યા પરમાનંદ, નેમ ને નારીરે. ૭
મુળચંદ કહે એમ, આશા ફળશેરે;
જે નીરમળ પાળે શીયળ, ભવજળ તરશેરે. ૮
આસે નમીએ નેમી જીણંદ, ગઢ ગીરનારેરે;
રાણી રાજુલ જુવે વાટ, સાતે વારેરે. ૯

—o—

## ગરબી.

( પડવેની પણ પ્રીત, ગતગત ભુલીરે. ) એ રાગ.
ચાલો સખીઓ મમ સાથ, જીન ઘર જઇએરે;
અવલોકી આદીનાથ, પાવન થઇએરે. ૧
મોહન મરૂદેવી નંદ, જગ જયકારીરે;
જસુ વદન પુનમનો ચંદ, જાણી બલીહારીરે. ૨
કંચન ગીરી હરી જીનરાજ, જઇ નવરાવેરે;
કરવાને આતમ કાજ, રાચી હુલાવેરે. ૩
વીનતા નગરીનો રાય, હરખું નીરખીરે;

પણ છે સત ધનુષની કાય, સોવન સરખીરે. ૪
હગ દીસ વશીઆ એ દેવ, રંગ રસીલારે;
જસ શુરવર સારે સેવ, છેલ છબીલારે. ૫
સ્વાગી શીવરમણીના કંથ, કામણગારારે;
સુખ આપો સાદી અનંત, પુરણ પ્યારારે. ૬
પ્રભુ પુરણ પુન્ય પસાય, અમ દીઠુંરે;
આ હરખ મનમાં ન માય, લાગે મીઠુંરે. ૭
રગઝગ કરી જીન ગુણ રાસ રમીએ રંગેરે;
આવો જીનજી આવાસ, સખીઓ સંગેરે. ૮
પુજો હરીહર શીરતાજ, કેસર ઘોળીરે;
આંબોડા લઇએ આજ, સધયર ટોળીરે. ૯

---

## પંદર તીથીઓ.

જે જીન મુખ કમળાને રાજેરે, સરસ્વતીને નમુ શુભ સાજેરે;
નેમ ગુણ ગાવાને કાજે. વાલો મારો નેમ જીણંદ ક્યારે મળશેરે.
પ્રભુ દેખીને દુખડાં ટળશે. વાહાલો૦ ૧
મારો શ્યામ સુંદર ક્યારે મળશેરે, જેણે રથ તોરણથી વાળ્યોરે;
જેણે પશુઓનો ભય ટાળ્યોરે, જેણે જાદવ કુળ અજવાળ્યો. વા.૨
રાજુલ પ્રભુ રંગે રાતીરે, પીયુ વીરહે તપે જેની છાતીરે;
પંદરે તીથી એણી પેરે ગાતી. વાહાલો૦ ૩
પડવે તીથી પેહેલી વખાણુંરે, પીયુ મળશે મન એમ જાણુંરે;
એને ઉપસમ રસનું ટાણું. વાહાલો૦ ૪

બીજે દુવીધ ધરમના રાગીરે, પશુ કરૂણા કરી મને ત્યાગીરે;
જાણું શીવ રમણીના રાગી. વાહાલા૦ ૫
ત્રીજે ત્રણ જોગને મન સાધિરે, જેગ મારગ શુધ આરાધીરે;
દયા વીના ધરમ ન ધાવે. વાહાલે૦ ૬
ચોથે ચોથું વ્રત ચીત ધારીરે, ગયા તોરણથી તજી નારીરે;
વાલમજી એ વાત ન સારી. વાહાલા૦ ૭
પાંચમે વૃત પાંચને પાળીરે, જાણું હોય સતી તમે ટાળીરે;
નીજ નારીને કેમ ન સંભાળી. વહાલા૦ ૮
છઠે છ કાયને રાખીરે. આ અબળાને દુખમાં નાખીરે;
તુમે કુણ આગળ કર્યો સાખી. વાહાલા૦ ૯
સાતમે શુભ ચીતને કીજેરે, જગ જીવના ભય વારીજેરે;
તો મુજને કેમ દુખ દીજે. વાહાલા૦ ૧૦
આઠમે આઠ કરમને તે ડીરે, શીવ નારી સાથે પ્રીત જોડીરે;
મુજથી ના કરીએ થોડી વાહાલા૦ ૧૧
નવમે નવ બાડ નેહ ટાળીરે, મન મોહ દીશાથી વાળીરે;
મુને વહાલજી ન સંભાળી. વાહાલા૦ ૧૨
દશમે દસ વીધી જતી ધરમેરે, આદર્યો ચીત જાણે ગરમેરે;
મુને એમ પડે છે ભરમ વાહાલા૦ ૧૩
અગીયારશે રસના ધામીરે. એમ શીખ હોવે કીણ કામીરે;
વણ આગુણે તજીએ વાગી. વાહાલા૦ ૧૪
બારશે બ્રહ્મદીવતા મીતરે, નવી જાણી રૂપીની રીતરે:
એવી ખોટી કરોછો અનીત. વાહાલા૦ ૧૫
તેરશે તેરસમે ચઢીરે, પછી જાજો મુજને વાઢીરે;

શાશ્વશ પીયુડા કર સાહી. વાહાલો૦ ૧૬

ચઉદશે ચતુરા ચીત ચિંતરે, મુને મલી ગયા નીર કંતરે;

હું તો અવગુણી ગુણી ભગવંત. વાહાલો૦ ૧૭

પુનમે પખવાડુ થાયરે, કથ નાવ્યા રાજુલ તીહાં જાયરે;

જઇ વધા પ્રભુજીના પાય. વાહાલો૦ ૧૮

તમે અનંત ગુણી ભગવાનરે, વૃત આપી વધારો વાનરે;

મુને દીજીએ વંછીત દાન વાહાલો૦ ૧૯

સંજમ દેઇ તારી નારીરે, એહ દંપતીની બલીહારીરે;

શીવ પહોતાં સરવ દુ:ખવારી. વાહાલો૦ ૨૦

જગ ગુરૂ ચીતમાં લાવેરે, અનુભવ રંગે ગુણ ગાવેરે;

તે મનવછીત સુખ પાવે. વાહાલો૦ ૨૧

સુરતમાં સપેશ્વર પાસરે, પ્રણમ્યા પુરે મન આશરે;

કહે કરપુવિજયનો દાસ. વાહાલો૦ ૨૨

પંદરે તીથી ગાઇ ઉમંગેરે, રહી જીણેંદ્રસુરી સંગેરે;

રંગવીજય ચડતે રંગે. વાહાલો૦ ૨૩

---

## ગીત.

(મીથ્યાત વાસીને કોરયા સગરી પાણીરે, એ દેશી.

રૂડો માસ વસંત ફળી વનરાજીરે, રાયણને સહકાર વાલા;

કેતકી જાયને માલતીરે, ભમર કરે ઝંકાર વાલા.

કોયલ મદભર ટહુકતીરે, બેઠી આંબા ડાળ વાલા.

હંસ જુગળ જળ ઝીલતાંરે, વીમળ સરોવર પાળ વાલા.

મંદ પવનની લહેરમાંરે, માતા સુપન નીહાળ વાલા. આંકણી.
દીઠો પ્રથમ ગજ ઉજળોરે, બીજે રીખભ ગુણવંત વાલા.
તીજે સીંહજ કેસરીરે, ચોથે શ્રીદેવી મહંત વાલા.
માળ જુગલ ફુલ પાંચમેરે, છઠે રોહણી કંત વાલા.
ઉગતો સુરજ સાતમેરે, આઠમ ધ્વજ લેહકંત વાલા. રૂડો૦ ૧
નવમે કળશ રૂપા તણોરે, દસમ પદમસર જાણ વાલા;
અગ્યારમ રતનાગરરે, બારમે દેવ વિમાન વાલા;
ગંજ રતનનો તેરમેરે, ચઉદમે વની વખાણ વાલા;
ઉતરતાં આકાશથીરે, પેસતાં વદન પ્રમાણ વાલા. રૂડો૦ ૨
માતા સુપન લહી જાગીયાંરે, અવધી જુએ સુરરાજ વાલા;
શક્ર સ્તવન કરી વંદીયાંરે, જનની ઉદર જીનરાજ વાલા;
એણે સમે ઈંદ્ર તે આવીયારે, મા આગળ ધરી લાજ વાલા;
પુણ્યવંતી તમે પામીયુંરે, ત્રણ ભુવનનું રાજ વાલા. રૂડો૦ ૩
ચઉદ સુપનના અરથ કહીરે, ઇંદ્ર ગયા નીજ ઠામ વાલા;
ચોસઠ ઈંદ્ર મળી ગયારે, નંદીસર જીન ધામ વાલા;
ચવન કલ્યાણક ઓછવેરે, શ્રીફળ પુજા ઠામ વાલા;
શ્રી શુભવીર તેણે સમેરે, જગત જીવ વીશરામ વાલા. રૂડો૦ ૪

---

( મેંતો શાહજાદેકુ ઢુંઢણ ચલિયાં. ) એ રાગ.

મેંતો જોતી ફીરૂ જીનરાયારે, નેમ સ્યામ નહીં પાયારે. મેં૦ એ-
ક બન ઢુંડે દુજો બન ઢુંડયો, મેતો ઢુંઢ લીયા વન સારારે.
મેં૦ ૧ વનમ્રગ પીંજર સુવા જીરૂ, મેરે નયનસે નીર વહાયાંરે.

મં૦ ૨ પાવમેં પીંજની ગલે બીચ માલા મંનો સેલ્હીકા સ્વાંગ બનાયારે મં૦ ૩ ચઇન વીજય કહે ધન ધન રાજુલ, મેં લો પ્રભુ ચરણુ ચિત લાયારે. મ૦ ૪



# जीनदासकृत लावणीयो.

તુંમ જપો મંત્ર નવકાર ઉનસેં ઉતરોગે ભવપાર;
હોવે તેરી કાયાકો આધાર, સફલ કર લે અપનો અવતાર;
ધ્યાન તુમ મનમાં ધરો નરનાર, ખાંણુ દુખકો એ હે સંસાર.
કરો પ્રભુ ખ્યાલ જીનદાસે, રખો તેરે ચરણોકે પાસે. ૧

સંરક જન કુમતી નાર કાલી, તેરી સોબતસેં ગઇ લાલી;
સોબત સુમતીકી મેં ટાલી, આતમા પતમેં નહીં ધાલી;
અનંત ભવ વીત ગયા ખાલી, વેદના નીગોદકી ઝાલી;
અમરપદ જીનદાસ માગે, સદા પ્રભુજીકુ પાયે લાગે. ૨

શીશ નીત નમું નાભજી નંદન, ચરણુપર ચરૂ કેસર ચંદન;
કરત સબ ઈંદ્રાદીક બંદન, કટત હે કર્મોકા ફંદન;
સાધ્યો તેં શીવપુરકો સાધન, સર્વ જીવનકુ સુખ કંદન;
જીણંદ ગુણુ જીનદાસ ગાવે, શીશ ચરણોંસેં નમાવે. ૩

મોલત હૈયા મેરા હસકર, ચડાવું ચંદન સુત્રા ઘસકર;

પેઠા મેં ઘરમામેં ધસકર, પાપ દલદુર ગયા ખસકર;
ચેતન આપ ખડા કમર કસકર, હઠાવો કર્મોકા લસ્કર;
શ્રી જીનરાજ મઝ ખાસા, શરણે જીનદાસ લીયા ખાસા. ૪

## આદીનાથની લાવણી.

શ્રી આદિનાથ નિરવાણી નમુ એસે ધ્યાની, ભવજીવ તરણકે કાજ બનાઈ વાણી. આંકણી. તુમ નાભી રાય કુલ ધારી બડે અવતારી ખુલ રહી ખલકમેં ખુબ કેસરકી કયારી; તુમ મગતા ગનકી મારી આતમા તારી, તજ દઈ વીપત વીખયનકી જાન કર ખારી; તુમ કરી મુગત પટરાણી જગતમેં જાણી. ભ૦ ૧ જનમ્યા સુરનર સુખરાશી હુવા હે ઉદાસી, જલ ગઈ સબલ જં જાલ જગતકી ફાંસી, તુમ જગતપતી અવિનાશી મુક્તિકે વાસી, તેરે દરશનસે સબ દુખ દુર ગયો નાશી; પ્રભુ કરી સફળ જંદગાની મેરે મન માની. ભ૦ ૨ બડે જોતવંત જીનરાજ જગતમેં બાજે, તેરા દરશણ હે સુખદાય સુખદાય સુધારે કાજે; તેરી ધુન ગગનમેં ગાજે સુરપત લાજે, ચલ ગયા ગરવ પાખંડ કામના ભાજે; નાટક નાચે ઇંદ્રાણી અધીક ધુન આણી. ભ૦ ૩ તેરી મહીમા કહી નવ જાવે પાર નહી પાવે, ગાંધર્વ સુરપત સબ તેરા ગુણ ગાવે; તેરે ચરણોસે લપટાવે સરગ લવલાવે, નર નાર હીયાકે માંહે ભક્તિ તેરી સ્હાવે; તેરી ત્રષ્ણા સબ વીર વાણી મુગતી ફુઠાણી. ભ૦ ૪ મરૂદેવા કુખકા જાયા અમરપદ પાયા, છપન કુમરી નારી મીલી જસ ગાયા; દુરગતકો દુખ

પીરસાયા સહુળ કરી કાયા, જીનદાસ નિરંજન દેખ સગણુ તેર આયા; સમકીતકી સેજ પીછાણી મીલી માહે ટાંણુી અ૦ ૫

---

( કાંકણુ દેશના ઘોડીરે. એ દેશી )

પ્રભુ મારો ભોગ કરમ જાણીરે, પ્રભુ મારો પંછ્યો સંજમ રાણીરે પ્રભુ મારો ત્રીસ વરસ ઘરવાસરે, પ્રભુ મારો સંજન સેવ ઊલ્લાસરે, પ્રભુ તુમે વિહાર હૈયામાં ધાર્યોરે. આગને ગમસે નહી નિરધારરે ૧ પ્રભુ તુતો દાનદીક ગુણ દરીયોરે; પ્રભુ હુનો નિરાશ્રય રહગો પડીયોરે; પ્રભુ મારા માતા પિતાનો નહિ જોગરે પ્રભુ મારા બંધવનો નકરો વિજોગરે ૨ પ્રભુ મારા તુમ વિના ઘર સુની વડીરે, પ્રભુ મહારા નગ મે મોહોલને મેડીરે; પ્રભુ માહારા તુમ આણ્યા વેહેતો ઉલ્લાસરે, પ્રભુ માહારા બંધવ વિના થયો જગદાસરે. ૩ પ્રભુ માહારા ચોસઠઈંદ્ર પરવરીયોરે, પ્રભુ માહારા સિધ્ધારથ વન સંચરીયોરે; પ્રભુ માહારો સુખ ઊંચરી એમ ભાખેરે, બંધવ માહારા કરશું વિહાર ઉલ્લાસરે ૪ પ્રભુ માહારો એમ કહી ચાલ્યો તેણી વારરે પ્રભુ માહારા નયણે આંસુની ધારરે પ્રભુ માહારા નિજ નયર કિમ જાસુંરે, પ્રભુ માહારા મુજ મન થયો ઉદાસરે, ૫ પ્રભુ તુંતો નીરાગી નીચિંતરે પ્રભુ માહારા દરશનથી કરજો પવીત્રરે; પ્રભુ તુંતો કરુણા રસનો કુંપોરે, પ્રભુ મુને એકલડો કિમ મુકોરે. ૬ પ્રભુ માહરો મણિ ઉદ્યોત પરદીપેરે પ્રભુ માહારો અસંખ્ય સુરજ તેજ ઝીપેરે પ્રભુ માહારા વરસીદાને જસ લીધોરે, પ્રભુ માહારા દયા પાળી કારજ સીધોરે. ૭

— ❦ —

# શ્રી મહાવીર સ્વામીનું પારણું.

માતા ત્રિસલાએ પુત્ર રત્ન જાયાએ, ચોસઠ ઇંદ્રનાં આસન કંપે સાર; અવધિ જ્ઞાને જોઇ ધાયો શ્રીજિન વીરને, આવે ક્ષત્રીકુંડ નયર મોઝાર. માતા૦ ૧ વીર પ્રતિબિંબ મુકી માતાકને, અવસરપણી નિદ્ર દિએ સાર; એમ મેરૂ શીખરે જી નને લાવે ભકતીશું; હરી પંચરૂપ કરીને ગનુહાર, માતા૦ ૨ એ ગ અસંખ કોટાકોટી મળી દેવતા, પ્રભુને ઓછવ મંડાણે લેઇ જાય; પાંડુકવન શિલાએ જિનને લાવે ભકતીથી; હરી અંગે થાપે ઈંદ્રપણું ઉછાય, માતા૦ ૩ એક કોડ સાઠલાખ કળસે કરી; વીરનું સનાત્ર ઓછવ કરે સાર; અનુક્રમે વીર કુંમરને લાવે જનની મંદીરે, દાસી પ્રીયવંદા જાગે તેણી વાર. માતા૦ ૪ રાજા સીધારથને દીધી વધામણી, દાસીને દાન માન દીએ ગનુહાર, ક્ષત્રી કુંડમાંહે ઓછવ મંડાવીયો; પ્રજા લોકોને હરખ અપાર. માતા૦ ૫ ઘરઘર શ્રીફળ તોરણ તાડજ બાંધીયાં ગોરી ગાવે મંગળ ગીત રસાળ; રાજા સીધારથ જન્મઓછવ કરે, માતા ત્રીસલા થઈ ઉજમાળ. માતા૦ ૬ માતા ત્રીસલા ઝુલાવે પુત્ર પાલણે. ઝુલે લાડકડા પ્રભુજી આણંદ ભેર; હરખી નિરખીને ઈંદ્રાણીઓ જાયે વારણે; આજ આણંદ રૂડો વીર કુંવરને ઘેર. માતા૦ ૭ વીરના મુખડા ઉપર વારૂં કોટી ચંદ્રમા, પંકજ લોચન સુંદર વિશાલ કપોલ; મુખ ચંચુક સરખી દીસે નીરમળ નાસીકા, કોમળ અધુર અરૂણ રંગ રોલ. માતા૦ ૮ ઓષધી સોવન મંદીરે સોહીએ હાલરૂ, નાજુક આભરણ સઘળાં કંચન મોતીહાર; કર અંગુઠો ધાવે વીર કુમાર હરખે કરી, કાંઇ બોલાવતાં કરે કીલકાર. માતા૦ ૯ વીરને કપાળે કાંધોઠે કુમકુમ આંકલો સોભે જડીત મુગટ મણી-

મધ દીસે લાલ, જુગતે આંજીછે અણીઆળી બેઉ આંખડી, સુખકર કસ્તુરીનું ટબકુ કીધું ગાલ માતા૦ ૧૦ કચન સોળે જાતના રત્ને જડીઉ પાલણું, ઝુલાવતી વેળા થાય ઘુઘરનો ઘમકાર ત્રીસલા વિવિધ વચને હરખ્યા ગાવે હાલરુ, બેઉ ફુમતીઆળી કચન દોરી સાર. માતા૦ ૧૧ મારો લાડકવાઓ સરખા સંગે રમવા જશે, મનોહર સુખડલી હું આપીશ એહને હાથ; ભોજન વેળા રમઝમ રમઝમ કરતો આવશે હુંતો ધાઈને બીડીસ રુદીયા સાથ. માતા૦ ૧૨ હંસ કારડવ કોકીલ પોપટ પારેવા માંહે બપઇયાના સારસ ચકોર; મેના મોર મેલ્યાં છે રમકડાં રમવા તણાં, ઘમઘમ ઘુઘરો બજાવે ત્રીસલા નંદ કીસોર. માતા૦ ૧૩ મારો વીર કુંવર નીશાળે ભણવા જશે, સાથે સજન કુટંબપરીવાર, હાથી ઘોડા રથ પાળા એ ભલા સોભતા, કરીશ નીશાળગરણું અતી મનોહાર. માતા૦ ૧૪ મારા વીર સમાણી કન્યા એહને લાવસ્યું, મારા વીર કુંવરને પરણાવીશ માટે ઘેર. મારો લાડકડો વરરાજા ઘોડે બેસસે મારો વીર તે કરશે સદાએ લીલા લહેર માતા૦ ૧૫ ત્રિસલા માતા ગાવે વીર કુંવરનું હાલરૂ, મારો નંદન જીવજો કોડા કોડી વરસ, એતો રાજ રાજેસર થશે ભલો દીપતો મારા મનના મનોરથ પુરસે જગીશ. માતા૦ ૧૬ ધન ધન ક્ષત્રી કુંડ નયન મનોહરૂં, જ્યાં વીર કુંવરનો જન્મ ઓછવ ગવાય. રાજા સીધારથના કુળ માંહે દીનમણી, ધન ધન ત્રીસલા રાણી જેહુની માય માતા૦ ૧૭ એમ સઈયર ટોળે મળી ગાવે હાલરૂ. થાશે મનના મનોરથ તેહને ઘેર; અનુક્રમ રૂપવીજય મહોદય પદવી પામસે, માય અમીવીજય કહે થાશે લીલા લહેર. માતા ત્રીશલા૦ ૧૮

# ઓચ્છવ

ઓછવ રંગ વધામણાં પ્રભુ પાસને નામ;

કલ્યાણ ઓછવ કીજે, ચડતે પરીણામ. ઓછવ૦ ૧
સત વરસાવ્યુ જીનેં, અક્ષય સુખ સ્વામિ;
તુમ પદ શેવા ભકતીમાં, નવી રાખું ખામી. ઓછવ૦ ૨
સાચી ભગતે સાહિબા, રીઝે એક વેળા;
શ્રી શુભ વિર હોયે સદા, મન વછીત મેળા. ઓછવ૦ ૩

# आरतीओ.

જે જે આરતિ આદી જીનંદા;
નાભિ રાયા મરૂદેવીકો નંદા. જે જે૦ નાભી૦
પહેલી આરતી પુજા કીજે;
નરભવ પામી લાવો લીજે. જે જે૦ નાભી૦
દુસરી આરતી દીન દયાળ;
ધુળેવ મંડપમાં જગ અજવાળ્યાં. જે જે૦ નાભી૦
તીસરી આરતી ત્રીભોવન દેવા;
સુરીનર ઇંદ્ર કરે તારી શેવા. જે જે૦ નાભી૦
ચોથી આરતી ચઉ ગત ચુરે;
મન વંછીત ફળ શીવ સુખ પુરે. જે જે૦ નાભી૦
પાચમી આરતી પુન્ય ઉપાયા;
મુળચંદજી રીખવ ગુણ ગાયા. જે જે૦ નાભી૦

# मंगळदीवो.

દીવોરે દીવો મંગળીક દીવો, આરતી ઉતારીને બહુ ચિરંજીવો.
શોહાગણો ઘેર પરવ દીવાળી. અમર ખેલે અબળા નારી;
દીપાળ ભણે એને કુળ અજુવાળી, ભાવે ભકતે વદન નિહાળી.

દીપાળ ભણે એણે એ કળીકાળે, આરતી ઉતારી રાજા કુંવરપાળે; તમ ઘર મંગળીક અમ ઘર મંગળીક, ચતુરવીધ સંઘને હોજો, દીવારે દીવો મંગળીક દીવો, આરતી ઉતારોને બહુ ચિરંજીવો.

---

# શ્રી નવ અંગ પુજાના દુહા.

જળ ભરી સંપુટ પત્રમાં, જુગલીક નર પુજંત;
રીખભ ચરણ અંગુઠડે, દાયક ભવજળ અંત. ૧
જાનુ બળે કાઉસગ રહ્યા, વિચર્યા દેશ વીદેશ;
ખડાં ખડાં કેવળ લહ્યું. પુજો જાનું નરેસ. ૨
લોકાંતિક વચને કરી, વરસ્યા વરશીદાન;
કરકંડે પ્રભુ પુજતાં, પુજો ભવિ બહુ માન. ૩
માન ગયો દોય હંસથી, દેખી વીરજય અનંત;
ભુજા બળે ભવજળ તરયા, પુજો ખંધ મહંત. ૪
સિદ્ધસલા ગુણ ઉજળી, લોકંતે ભગવંત;
વશીયા તેણે કારણ ભવી, સિખ શીખ્યા પુજંત. ૫
તિરથંકર પદ પુન્યથી. ત્રીભુવન જન શેવંત;
ત્રીભુવન તીલક સમા પ્રભુ, ભાળ તિલક જયવંત. ૬
સોળ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતુલ;
મધુરધ્વુની સુરનર સુણે, તીણે ગળે તિલક અમુલ. ૭
રૂદય કમળ ઉપસમ બળે બાળ્યા રાગને રોષ;
હેમ દહે વન ખંડને, રૂદય તીલક સંતોષ. ૮
રત્ન ત્રય ગુણ ઉજળી, સકળ શુગુણ વીશરામ;
નાભી કમળની પુજના, કરતા અવીચળ ધામ. ૯
ઉપદેશક નવ તત્વના, તિણે નવ અંગ જીણંદ;
પુજો બહુ વીધ રાગશું, કહે શુભવીર મુણંદ. ૧૦

# અથ ચૈતવંદન કરવાની વિધી.

(પ્રથમ) ઈચ્છામિ ખમાસણો વંદિઊંજાવણિજાએ
નિસીહિઆએ મથ્થેણ વંદામિ. ૧ (પછી)
ઈચ્છાકારેણ સંદિસહ ભગવાન ચૈત્યવંદન કરૂં.
(એમ કહીને ચૈતવંદન કરવું. પછી)

## अथ जंकिंचि.

જંકિંચિ નામતિથ્થં, સગ્ગે પાયાલિ માણુસેલોએ; જાઇ
જીણ બિંબાઇ, તાઇ સવાઇ વંદામિ. ૧

## अथ नमुथ्थुणं.

નમુથ્થુણં, અરીહંતાણં ભગવંતાણં. ૧ આઇગરાણં
તિથયરાણં સયસંબુધાણં ૨ પુરિસુત્તમાણં પુરિસસીહાણં,
પુરિસવર પુંડરિઆણં; પુરિસવર ગંધહથ્થીણં. ૩ લોગુત્ત-
માણ લોગનહાણં લોગહિયાણં લોગપઇવાણં લોગપજ્જોઅ-
રાણં. ૪ અભયદયાણં ચખ્ખુ દયાણં મગ્ગદયાણં શરણદ-
યાણં બોહિદયાણ ૫ ધમ્મ દયાણ ધમ્મ દેસયાણં ધમ્મ-
નાયગાણં ધમ્મ સારહીયાણં ધમ્મવર ચાઉરંત ચક્કવટ્ટીણં. ૬
અપ્પડિહય વરનાણં દંસણધરાણં વિયટ્ટ છઉમાણં. ૭ જી-
ણાણં જાવયાણં તિન્નાણં તારયાણં બુદ્ધાણં બોહીયાણં
મુત્તાણં મોયગયાણં. ૮ સવ્વનૂણં સવ્વ દરિસીણં સીવમ-
યલ મરૂઅ મણંત મખ્ખય મવ્વાબાહ મપુણ રાવિત્તી સિદ્ધ-
ગઈ નામધેઅં ઠાણં સંપત્તાણં નમો જીણાણં જિયભયાણં,
૯ જેઅ અઇઆ સિદ્ધા જેઅ ભવિ સ્સંતણાગએકાલે

સંપઇઅ વદ્ધમાણુ સવ્વતિ વદ્દેણું વદાંગ.

# अथ जावंतिचेइआए.

જાવંતિ ચેઈઆઈ ઉઢેઅ અહેઅ તિરીઅલોઈઅ સવ્વાઈ તાઈવંદે ઈહસંતો તથ્થસંતાઇ. ૧

જાવંતકેવિસાહુ ભરહેરવક મહાવિદેહેઅ સવ્વેસિંતેસિપણુઓ તિવિહેણું તિદંડ વિરયાણં. ૨

# अथ प्रमेष्टीनमन.

નમોર્હત્ સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ

[ એટલું કહ્યા પછી સ્તવન કેહેવું. પછી હાથ જોડી. ]

# अथ जयवीअराय.

જયવીઅરાય જગગુરૂ હોઉ મમં તુહ પભાવઓ ભયવં ભવનિવ્વેઓ મગ્ગાણુસારિયા ઈટ્ઠફલ સિધ્ધિ. ૧ લોગવિરૂદ્ધ ચ્ચાઉ ગુરૂજણ પુઆ પરથ્થર કરણં ચ સુહગુરૂજોગો તવ્વયણ સેવણા આભવ મખંડા. ૨ વારિજ્જઈજઈવિ નિઆણુ બધણું વીઅરાય તુહસમયે તહવિમમ હુજ્જસેવ. ભવે ભવે તુમ્હ ચલણાણં ૩ દુખ્ખખ્ખઓ કમ્મખ્ખઓ સમાહિ મરણંચ બોહીલાભોઅ સંપજ્જઉ મહએઅ તુહનાહ પણામ કરણેણ. ૪ સર્વ મંગળ માંગલ્ય સર્વ કલ્યાણ કારણ પ્રધાન સર્વધર્માણું જૈન જયતિ સાસન.

[ પછી ઉભા થઈને ]

# अथ अरिहंतचेइआण.

અરિહંત ચેઇઆણ્ં કરિમ કાઉસ્સગ વંદણ વત્તિઆએ, પુઅણ વત્તિઆએ; સક્કારવત્તિઆએ સમ્માણ વત્તિઆએ; બોહિલાભ વત્તિઆએ, નિરૂવસગ્ગ વત્તિઆએ ૨ સદ્ધાએ મેહાએ ધિઇએ ધારણાએ અણુપ્પેહાએ, વડ્ઢમાણીઆએ ઠામિ કાઉસ્સગ્ગં.

# अथ अन्नथ्थउससिएण.

અન્નથ્થઉસસિએણં નીસસિએણં ખાસિએણં છીએણં જંભાઇએણં ઉડ્ડુએણં વાયનિસગ્ગેણં ભમલિએપિત્તમુછાએ ૧ સુહુમેહીં અંગસંચાલેહીં સુહુમેહીં ખેલસંચાલેહીં સુહુમેહીં દીઠસંચાલેહીં. ૨ એવમાઇએહીં આગારેહીં અભગ્ગો અવિરાહિઓ હુજ્જમે કાઉસ્સગ્ગો ૩ જાવ અરીહંતાણં ભગવંતાણં નમુક્કારેણં નપારેમી. ૪ તાવકાય ઠાણેણં મણેણં ઝાણેણં અપ્પાણં વોસીરામી. ૫

[ પછી ઉભા થઈ એક નવકારનો કાઉસગ પાળીને
પછી થોય કહેવી, પછી ખમાસમણ લેવું [

